# સુષમા



જીવનસ્પર્શીય ઉત્તમ સામાજિક હૃદયકથા

શ્રી. શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય પ્રસંશિત ‘પાપ’, ‘અભિમાન’,
‘પતિમંદિર’, ‘વારસદાર’ આદિના સર્જક શ્રી નારાયણ
ભટ્ટાચાર્યની કલાકૃતિ

# સુરમા

: અનુવાદક :

**રમણલાલ ગાંધી**

[ ‘જયશ્રી,’ ‘કુળવતી,’ ‘પતિ-પત્ની,’ ‘મોક્ષદા,’
‘કૃષ્ણકાન્તનું વીલ’ વગેરેના અનુવાદક ]



સી. શાંતિલાલની કંપની
બુકસેલર્સ : : પબ્લિશર્સ
૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨.

# પ્ર • સ્તા • વ • ના

આ કૃતિના લેખક આ પહેલાં ગૂર્જર વાચકવર્ગ સમક્ષ તેમની અનુપમ કૃતિઓ–'પારુ', 'અભિમાન', 'વારસદાર', ને 'પતિમંદિર' દ્વારા જાણીતા થઈ ચૂકેલ છે.

સ્વ. શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય જેવા નવલસમ્રાટે પણ આ લેખકની કૃતિઓનાં વખાણ મુક્ત કંઠે કરેલા છે એ કાંઈ જેવી તેવી બિના નથી; કારણ કે એવું સદ્ભાગ્ય ઘણા ઓછા લેખકોને પ્રાપ્ત થયેલું છે.

ઉપરાંત સ્વ. કવીવર રવીન્દ્રનાથ ટાગોર જેવા સાહિત્ય સ્વામીએ આ કથાકાર પ્રત્યે પ્યારભરી દૃષ્ટિ કરી છે. ને બંગાળી જનતાએ આ કથાકાર શ્રી નારાયણચંદ્ર ભટ્ટાચાર્યની પ્રત્યેક કૃતિને ભાવભર્યા ઉમળકાથી સત્કારેલ છે. તેવી જ રીતે તેમની કૃતિઓનો ,ગુજરાતની જનતાએ પણ સત્કાર કર્યો છે.

એમના અવસાન બાદ શ્રી શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયે કહેલું કે—

"એમના વિયોગથી આપણાં ગામડાંનાં દર્દભર્યાં ચિત્રદર્શનો હંમેશ માટે બંધ થાય છે."

શ્રી નારાયણ ભટ્ટાચાર્યની કૃતિ વાંચતાં આપણને તરત જ શરદ-બાબુનું સ્મરણ સ્વાભાવિક રીતે થાય છે; કારણ કે બન્ને કથાકારોની શૈલી, પાત્રાલેખન, મનોમંથન, આડંબર વગરની સહજ સ્વાભાવિક ભાષા, નારીજીવનનાં દર્દભર્યાં ભાવોનું નિરૂપણ, લાંબા લાંબા વર્ણનો

વગરનાં ને માધૂર્યભર્યાં જીવંતચિત્રો દોરવાની કુશળતા વગેરેમાં અજબ સામ્યતા નજરે પડે છે.

આ સર્વે ગુણોને અંગે તો શ્રી નારાયણચંદ્ર ભટ્ટાચાર્યને 'ભવ્ય કથા શિલ્પી ને પલ્લિ–ચિત્ર–નિપુણ–કલાકાર' કહ્યા છે.

એ કર્તાનું આ પુસ્તક છે, નિર્દોષ વાતાવરણ ને સંસ્કારમય આદર્શ રજૂ કરવામાં આ કર્તાનાં ગ્રન્થો ખામી વગરનાં ને સર્વાંગ સંપૂર્ણ હોય છે.

કથાનું હાર્દ ઉકેલવા વાચકોને જ આગ્રહ કરું છું.

આ કથાનું ગુજરાતી રૂપાંતર કરવામાં પૂરતી કાળજી રાખી છે. બંગાળી ગૃહજીવન તથા ગુજરાતી ગૃહજીવનમાં, લાગણીઓમાં ને સાહિત્યમાં ઘણું સામ્ય હોવાથી જાણે આપણા જ ઘરમાં બનતા બનાવો ને પ્રસંગોની વાર્તા વાંચતા હોઈએ તેવું આ પુસ્તક વાંચતાં જણાય છે.

ગુર્જર વાચકો તેને સત્કારે એમ ઇચ્છું છું.

**અનુવાદક**

# ૧

એક દિવસ એક બહોળો ફેલાવો પામેલા લોકપ્રિય વર્તમાનપત્રમાં સમાચાર પ્રસિદ્ધ થયા કેઃ—

"કલકત્તામાં નીબૂતલ્લા સ્ટ્રીટમાં રહેતા મધુસૂદન નામના મધ્યમ વર્ગના છતાં સારા અને સુશિક્ષિત એવા એક સંસ્કારી સજ્જનની ચૌદ વર્ષની પુત્રી હેમલતાએ પોતાના લગ્નમાં ભારે પહેરામણી અને ચાંદલાની મોટી રકમ આપવાની અશક્તિને કારણે પોતાના પિતાને રાતદિવસ અત્યંત ઉદ્વેગશાળી, વ્યગ્ર અને દુઃખી જોવાથી પોતાના શરીર પર ગ્યાસલેટ છાંટીને આત્મહત્યા કરી છે. હજી તો ઊગીને ઊભી થતી, કુમળી કળી સરખી હેમલતાની આત્મહત્યાથી પણ શું આપણા સમાજની ધનલોલુપતા અને નરી મૂર્ખતા દૂર નહિ થાય? હાય રે હિન્દુસમાજ! તને ધિક્કાર છે! આવા સમાજના નવયુવકોને પણ ધિક્કાર છે!"

વર્તમાનપત્રમાં પ્રગટ થયેલા આ ગમગીનીભર્યા સમાચારથી સર્વત્ર સનસનાટી ફેલાઇ ગઇ અને કેટલાક દિવસો સુધી તો નવયુવકોમાં અત્યંત ઉગ્ર ઉશ્કેરાટની આગ ભભૂકી ઉઠી. ઘણાયે નવયુવકોએ આવેશમાં આવી જઇને અંતઃકરણપૂર્વક ભીષ્મ પ્રતિજ્ઞા પણ લીધી કે 'પહેરામણી અને ચાંદલાની રકમ લીધા સિવાય જ લગ્ન કરીને સમાજના આ કાળા કલંકની કાલિમા ધોઇ નાખી તેને નાબૂદ કરી નાખીને જ જંપીશ.'

પરંતુ પંકજકુમાર જ એક એવો નવયુવક નીકળ્યો કે જે ઉપર પ્રમાણે ભીષ્મપ્રતિજ્ઞા લઇને જ માત્ર શાંત થયો નહિ; તેણે તો અત્યંત ઉશ્કેરાઇને ઉગ્ર આવેશમાં આવી જઇ દરિદ્ર રમેશની બહેન

સુરમા સાથે લગ્ન-સંબંધથી જોડાઈ જઈ સમાજમાં પહેલ કરી પોતાની જાતને બીજાઓ માટે દૃષ્ટાંતરૂપ બનાવવાને તૈયાર થઇ ગયો.

વર્તમાનપત્રમાં પ્રગટ થયેલા કુમારી હેમલતાની આત્મહત્યાના સમાચાર વાંચવા ઉપરાંત પંકજકુમારને અત્યંત ઉશ્કેરાવાનું અને ઉગ્ર આવેશમાં આવવાનું એક બીજું પણ સબળ કારણ હતું. જમીનદારીનું નાનું ગામ છોડી અભ્યાસ કરવા માટે કલકત્તામાં આવીને વસવાટ કર્યા પછી, થોડાક જ દિવસો વીત્યા હશે ત્યાં તો એનો રમેશની સાથે ગાઢ મિત્રસંબંધ બંધાઈ ગયો હતો. એ ગાઢ સંબંધ અને પરમ પરિચયના પ્રતાપે જ એ રમેશને ઘેર અવારનવાર જતો આવતો હતો. ત્યાં એ ચા પીતો અને પુરસદનો વખત ગપ્પાં મારવામાં ગુજારતો. કોઇ કોઇ વાર એ રમેશને ત્યાં ભોજન પણ કરી આવતો હતો. અને વચ્ચે વચ્ચે રમેશને પણ પોતાને ત્યાં પ્રેમથી બોલાવી જઈ ભોજન કરાવતો હતો. પોતાના એકના એક પુત્રના પરમ મિત્ર જાણીને રમેશની મા પંકજને પણ પોતાના પુત્ર સરખો જ ગણતી. પંકજ પણ એ વૃદ્ધ માતા ઉપર પોતાની જનેતા જેટલી જ શ્રદ્ધા અને ભક્તિ ધરાવતો. સુરમા પણ પંકજને ભાઇ—ભાઇ કહીને બોલાવી મલકાતી હતી અને બાળપણને લીધે કદી કદી એની સાથે ઘણી હઠે પણ ચડતી. પંકજને બહેન ન હતી. એટલે સુરમાથી એની એ ખોટ પુરાઇ એમ એ માનતો. આ સ્નેહ—બંધનના કારણે પંકજ ઘણું ખરૂં એકાદ વાર તો રમેશને ઘેર જવાને ટેવાઇ ગયો હતો—ત્યાં ગયા વગર જાણે એને જરા પણ ચેન પડતું નહિ.

જ્યારે સુરમાની ઉંમર તેર વર્ષની વય વટાવીને આગળ વધતી ગઇ ત્યારે રમેશ એના સગપણ અને વિવાહ કરવાને વિશેષ વ્યગ્ર થઇ ગયો; એટલું જ નહિ પરંતુ બિલકુલ અસહાય—તદ્દન અકિંચન અને અત્યંત ગરીબ સ્થિતિને કારણે એ એક આધેડ ઉંમરના અશિક્ષિત પુરુષની સાથે સુરમાને પરણાવી નાખવાને તૈયાર થઇ ગયો; ત્યારે પંકજે પોતાના હૃદયમાં એક અકથ્ય એવી ભારે ભયંકર વેદના

અનુભવી. એના મનમાં અનેક ચિત્ર–વિચિત્ર વિચારો ઘોળાવા લાગ્યા. એ એકાએક બહાવરો બની ગયો. કેટલીક વાર એ એવા વિચિત્ર અને વિશેષ વિસ્મયકારક સાગરમાં ડૂબી જતો કે આવી અનુપમ રૂપવતી, લલિત લાવણ્યવતી, ગરવી ગુણવતી અને સરળ સ્વભાવની કન્યાનો આ સંસારમાં–આ સમાજમાં કંઇ પણ આદર જ નહિ! સુરમાના ભવિષ્યનો વિચાર કરીને કોઇ કોઇ વાર તો પંકજ આગળ પડીને એને કોઇ યોગ્ય પાત્રને અર્પણ કરી દેવાને–સારો મૂરતિયો શોધી કાઢીને પરણાવી દેવા માટે વ્યાકુળ થઇ જતો.

સુરમાને લાયક પાત્રના હાથમાં સોંપી દેવાનો માત્ર એક જ ઉપાય હતો: પંકજ પોતે જ એ બાલિકાનું પાણિગ્રહણ કરે તો જ એ દુઃખ–એ આફત દૂર થઇ શકે એમ હતું. પરંતુ પંકજનો ગર્ભ-શ્રીમંત જૂનવાણી વિચારનો જમીનદાર પિતા પોતાના કુળ–ખાનદાનની ઉચ્ચવંશની મર્યાદાનો ભંગ કરીને એ વિવાહ કરી રમેશના કુટુંબ સાથે જોડાવાને કદાપિ પણ રાજી થાય એમ ન હતું. આ સિવાય જ્યાં સુધી ખુદ કન્યાનો જ ભાઈ રમેશ આગળ પડીને આ વાત ન છેડે ત્યાં સુધી પંકજ આ બાબતમાં પોતાની માન્યતા રજૂ કરવાને અશક્ત હતો. એક પણ અક્ષર ઉચ્ચારીને કંઇ પણ કહી શકે એ એને માટે અસંભવિત તેમ જ અશક્ય હતું. પોતાના જ વિવાહની વાત–પોતાના જ પરણવાની દરખાસ્ત પોતાના જ મોઢેથી શું કોઈ કરી શકે છે?

પરંતુ રમેશને કાર્યસિદ્ધિની જરા જેટલીય આશા દેખાતી હોત તો એ જરૂર આ માગણી કરવાને યત્ન કરત. પરંતુ એને એવી વાત ઉચ્ચારવી તદ્દન અસંગત, અશક્ય અને અસંભવિત જ લાગતી હતી.

આમ અનેક વિચારોની ગડમથલમાં ચાર પાંચ દિવસો જોતજોતામાં પસાર થઇ ગયા. એ પછી એક દિવસે ગોળાકિંગીમાં રહેતા રમેશના મિત્ર વિમલને મળવા જતાં એકાએક આ વાત જ ચર્ચાવી

શરૂ થઈ. વિમલે જ નમ્ર શબ્દોમાં આ બાબતની જ વાત કરવી શરૂ કરી દીધી. એ સમયે પંકજ પોતાની આંતરિક ઉત્સુકતા છુપાવી શક્યો નહિ. વિમલને એ વાત પરત્વે પોતાની સંમતિ આપીને એ જાણે એક ગાઢ ચિંતામાંથી મુક્ત થઈ ગયો. સંમતિ આપતી વખતે એણે પિતાની અથવા તો ખુદ પોતાની પરિસ્થિતિપ્રત્યેનો જરા સરખો પણ ખ્યાલ કર્યો નહિ. ચૌદ વર્ષની ચારુ–કિશોરી સુરમાના મોહક મુખડે એને કોઈ પણ વાતનો વિચાર કરવાનો અવસર જ ન આપ્યો. સુરમાને ભાવિ સંકટમાંથી મુક્ત કરવાનું પોતે પ્રશંસનીય કાર્ય કરી રહ્યો છે એ વિચારના આનંદ અને સંતોષે જ એ વખતે એની બીજી બધી ય ચિંતાઓને દાબી દીધી હતી.

જ્યારે ફક્ત દસ જ રૂપિયાની કિંમતનાં મામુલી કપડાં અને કેવળ ચૌદ રૂપિયાની કિંમતની વિંટી પહેરીને વરના પાટલે એને બેસવું પડ્યું ત્યારે પંકજનું શરીર શરમનું માર્યું જાણે નિષ્પ્રાણ થઈ ગયું. પોતાના ઘરના નાના પગારના નોકરો પણ પોતાનાથી વિશેષ કિંમતી કપડાં અને વિંટી પહેરતા હતા, એ ખ્યાલ પંકજને ત્યારે આવ્યા વગર રહ્યો નહિ. કન્યાદાનને સમયે એના મિત્રોએ એની પ્રશંસા કરીને મંડપને ગજવી મૂક્યો, પણ એ પ્રશંસા પંકજને તો તીવ્ર ઉપહાસ સમાન જ પ્રતીત થઈ. હાય! એનો સ્વાર્થત્યાગ કેટલો મહાન છે! એ સિંહનું બચ્ચું હોવા છતાં પણ શિયાળોના ટોળામાં સામેલ થયો છે, એ વાત યુવકદળ ક્યાંથી સમજી શકે!

*

વિવાહવિધિ રંગેચંગે થઈ ગયાને બીજે જ દિવસે જ્યારે પિતાનો પત્ર મળ્યો ત્યારે ઘોર ચિંતાના કારણે પંકજનો લગ્ન અંગેનો રહ્યોસહ્યો

આનંદ પણ ઊડી ગયો. એના પિતા અંબિકાચરણ બાબુએ અનેક બાબતો સાથે એ કાગળમાં એમ પણ લખ્યું હતુ કેઃ—

" સાંભળ્યું છે કે થોડા જ વખતમાં તમારે ત્યાં ગરમીની રજાઓ પડશે. રજાઓ પડે કે તુરત જ ઘેર ચાલ્યો આવજે. તારા વિવાહની વાત મેં કરી રાખી છે. તારા અહીં આવ્યા પછી મુહૂર્ત જોવરાવીને લગ્નની તૈયારી કરવાની શરૂઆત થશે. અહીં આવવામાં ઢીલ કરતો નહિ. "

પત્ર વાંચીને પંકજ ભારે ચિંતામાં પડી ગયોઃ " પિતાને શું ઉત્તર આપવો ? સમાજમાં ઉચ્ચ આદર્શ સ્થાપિત કરવા માટે આપની આજ્ઞા મેળવ્યા સિવાય જ મેં એક અકિંચન-દરિદ્ર કન્યાની સાથે લગ્ન કરી લીધાં છે, મને ક્ષમા કરશો. " આવા ઉત્તરથી પિતા કદી પણ માનશે નહિ. એ ક્રોધથી અધીર થઈ જશે. કેવળ ક્રોધ જ નહિ પરંતુ એમના દુઃખની પણ કોઈ હદ રહેશે નહિ. તો શું વિવાહ કરવાની—લગ્ન કરી નાખ્યાની વાતને આ વખતે ગુપ્ત રાખવી બરાબર છે ? પરંતુ એ પણ કેટલા દિવસો સુધી ? વાત ગુપ્ત રાખવાથી તો ત્યાં મારા લગ્નની તૈયારીઓ કરવા માંડશે તો વળી વધુ આફત ઊભી થશે."

આવા આવા અનેક વિચારોની ગડમથલમાં કલાકો વીતાવી દીધા છતાંય એ કોઈ એક નિશ્ચયાત્મક નિર્ણય પર આવી શક્યો નહિ. આખરે એને એક વિચાર આવ્યોઃ પોતાના મિત્ર વિમલની સલાહ લેવાનું એને સૂઝ્યું. એ નિર્ણય પર આવતાં જ એ એને મળ્યો અને પિતા તરફથી આવેલો પત્ર પણ વંચાવ્યો.

" આ માટે આટલી બધી ચિંતા કરવાની જરૂર શું છે ? " પત્ર વાંચી રહ્યા પછી વિમલે પંકજને ધીરજ આપવા માંડી. " આના ઉત્તરમાં તું તારે લખી નાખ કે એક ગરીબ પણ ખાનદાન કુટુંબને ઉખડી જતું જોઈને મેં એની કન્યા સાથે લગ્ન કરી લીધાં છે."

" એ પછી ? " પંકજે ચિંતાતુર અવાજે પૂછ્યું.

"એ પછી થોડાક દિવસ વીતી જાય એટલે તારે સુરમાને સાથે લઇને એમની પાસે જવું. તું ત્યાં જઇશ તે દરમ્યાન તો એમનો ક્રોધ શાંત થઇ ગયો હશે."

"અને કદાચ એ શાંત થયા નહિ હોય તો?"

"તો વળી બીજું શું? આગળ ઉપર જોયું જશે. તું તારા પિતાનો એકનો એક વહાલસોયો પુત્ર છે. શું એ તને કદી પણ ત્યજી શકશે કે? અને ન કરે નારાયણ અને એ તને ત્યજી પણ દે તો શું તું જાતે કમાઇને તારો પોતાનો ખર્ચ પણ નહિ ચલાવી શકે? તું તારી જાતને એટલી અશક્ત ધારે છે? પિતાની સંપત્તિ કંઇ બધાયને મળતી નથી."

અને આખરે એમ જ થયું. પંકજે નમ્રતાપૂર્વક કોમળ શબ્દોમાં પોતાના કલકત્તાના જીવનના બધાય સમાચાર અથથી ઇતિ લખી જણાવ્યા. પત્રને અંતે એણે પોતાની એ ધૃષ્ટતા માટે પિતાની ક્ષમા પણ માગી.

કેટલાક દિવસો પછી પંકજને એના પત્રનો પિતા તરફથી ઉત્તર આપતો પત્ર મળ્યો. એમાં બીજી અનેક બાબતો ઉપરાંત લખ્યું હતું કેઃ—

"મને પૂછ્યા સિવાય લગ્ન કરી નાખીને તેં સ્વેચ્છાચારની હદ વટાવી છે. હવે જો તારી મારા પ્રત્યે જરા જેટલીયે પિતૃભક્તિ હોય—મારા પ્રત્યે લેશ પણ લાગણી હોય અને મારી સંપત્તિની તને યતૂચિંત્ પણ ઈચ્છા હોય તો મારો આ પત્ર વાંચીને તુરત જ તું એ સ્ત્રીને ત્યજી દેજે અને ત્યાં એક પળ પણ રોકાયા વગર તાબડતોબ મારી પાસે અહીં ચાલ્યો આવજે. અહીં આવ્યા પછી તારે મારી આજ્ઞાનુસાર બીજાં લગ્ન કરી મારા હણાયેલા સન્માનનું રક્ષણ કરવું પડશે. જો એમ કરવામાં તું જરા પણ આનાકાની કરશે તો હું જિંદગીપર્યન્ત તારૂં મોં સુદ્ધાં જોઇશ નહિ; તેમ જ તને હું મારો પુત્ર કે મારી વિશાળ સંપત્તિનો વારસદાર પણ ગણીશ નહિ."

ક્ષમાના બદલે અનુચિત આદેશ મળવાથી પંકજ પણ પિતા ઉપર ખૂબ ગુસ્સે થઇ ગયો.

"શું બાપુજી મને એટલો બધો શક્તિહીન અને લોભી સમજે છે કે હું એમની સંપત્તિના લોભમાં પડીને એક પરણેલી સ્ત્રીને ત્યજી દેવા જેવું નીચ કામ કરવાને તૈયાર થઈ જઇશ? ભીખ માગીને પેટ ભરવાનો સ્વીકાર કરીશ પરંતુ પૈતૃક સંપત્તિના લોભમાં પડીને સેંકડો માણસોની હાજરીમાં શાસ્ત્રોક્ત વિધિ મુજબ જેનો મેં પત્ની તરીકે સ્વીકાર કર્યો છે એ સરળહૃદયા સ્ત્રીને વિના અપરાધે ત્યજી દઇ બીજું લગ્ન કરી મનુષ્યત્વ ગુમાવવાનું મારાથી કદાપિ પણ બની શકશે નહિ."

પંકજે ગુસ્સાગાં ને ગુસ્સામાં પિતાના પત્રનો પ્રત્યુત્તર લખી નાખ્યો:

"ધર્મને સાક્ષી રાખી જેને હું અપનાવી ચૂક્યો છું, એ ધર્મ-પત્નીને કોઇ પણ પ્રકારના ઐશ્વર્યના લોભમાં પડીને ત્યજી દઇ બીજું લગ્ન કરવાની આજ્ઞા કૃપા કરી મને ન કરો! આ માટે મને આપ જરૂર ક્ષમા આપશો."

*

પંકજ હવે સ્વાશ્રયી બન્યો છે. અભ્યાસ કરવો છોડી દઇને એણે એક ઑફિસમાં નોકરી કરવી શરૂ કરી દીધી છે. પહેલા મહિનાનો પગાર હાથમાં આવ્યા પછી એણે એક સારૂં-સગવડવાળું મકાન ભાડે રાખી લઇ સુરમાની સાથે રહેવા માંડયું છે.

નવા સંસારમાં પગલાં માંડતાં શરૂશરૂમાં તો એના આનંદનો પાર રહ્યો નહિ. પંકજ અને સુરમા બન્નેય સંસાર-વ્યવહારથી તદ્દન અજાણ્યાં હતાં. ગરીબ ઘરની કન્યા સુરમા ગૃહસ્થજીવનના કામકાજની થોડી ઘણી આવડત ધરાવતી હતી છતાં ઘરકામમાં કુશળ એવી ગૃહિણી એ બની શકી નહિ. પંકજ તો આ બાબતથી એકદમ

અજાણ્યો જ હતો. આથી નવદંપતિનો સંસાર–ગૃહસ્થાશ્રમ સંપૂર્ણ રીતે કુતૂહલ ઉપજાવે તેમ ચાલવા માંડ્યો.

એક દિવસ સાંજે પંકજને ઑફિસથી આવ્યા બાદ સુરમાએ નાસ્તો કરવા મોહનથાળ આપ્યો. પંકજે એનો એક ટુકડો મોઢામાં નાખીને જ થૂંકી નાખ્યો. મોહનથાળમાં મીઠું નાખેલું હતું. દળેલું મીઠું અને દળેલી સાકરનાં વાસણ એક જ જગ્યાએ પડખે-પડખે હતાં, તેથી સુરમાએ ભૂલથી સાકરને બદલે મીઠું જ મોહન-થાળના ઘાણમાં નાખી દીધું હતું અને એથી જ મોહનથાળ ખારો ખારો ઊસ થયો હતો. પંકજે પાણી લઈને કોગળા કરી મોં સાફ કરી નાખ્યું અને બજારમાંથી બીજી ચીજ મંગાવીને નાસ્તો કર્યો.

આ પ્રસંગ બન્યાને ઘણા દિવસો વીતી ગયા છતાં ય પતિ–પત્ની એ અપૂર્વ મોહનથાળની વાત યાદ કરીને ભારે મજાક ઉડાવતાં હતાં.

કેવળ મોહનથાળ જ નહિ પણ સુરમાએ એક બે વાર શાકમાં મીઠાને બદલે દળેલી સાકર અને ચામાં સાકરને બદલે મીઠું નાખીને પોતાના ભૂલકણા સ્વભાવનો શરમજનક પરિચય આપ્યો હતો. આ ભૂલોથી પહેલાં તો પંકજ હસતો, પણ પછી તો ધીરે ધીરે એનું હસવું ખિન્નતામાં બદલાઈ ગયું. સ્વામીની ખિન્નતા સુરમાથી છૂપી ન રહી. અને એથી એણે સાવધાનીથી કામ કરવાને મનમાં ને મનમાં પ્રતિજ્ઞા લીધી. આમ પ્રતિજ્ઞાબદ્ધ થવા છતાંય એનાથી એકાદ ભૂલ તો થઈ જ જતી હતી અને પરિણામે પંકજના ગુસ્સાની માત્રા ઉત્તરોત્તર વધતી રહી હતી.

પંકજ સુરમાના કામકાજથી નાખુશ તો હતો જ, ત્યાં વળી ઑફિસના સાહેબોનો પોતાના પ્રત્યેનો વ્યવહાર પણ એને અસહ્ય પ્રતીત થવા લાગ્યો. સાહેબ લોકો હિન્દુઓ ઉપર જેટલો રૂઆબ બતાવે છે એટલો રૂઆબ કોઈ પણ હિંદી પોતાના નોકર ઉપર બતાવતો નથી. સાહેબનો અનુચિત રૂઆબ પંકજ માટે અસહ્ય થઈ પડ્યો.

આખરે પરિણામ એ આવ્યું કે તે હંમેશાં અસંતુષ્ટ અને દુઃખી રહેવા લાગ્યો. જે સાહેબ સાવ નજીવી ભૂલ માટે એને ખરી ખોટી દસ વાતો સંભળાવતો હતો એવા ચાર સાહેબોને પોતે નોકરીમાં રાખી શકે એવી સ્થિતિનો માણસ હોવાની યાદ એને અવારનવાર આવ્યા વગર રહેતી નહિ.

પંકજથી સાહેબની લાલ આંખો હર વખત જોઇ શકાઇ નહિ. એક દિવસ એ પોતાની જવાબદારીને વિસરી જઇ નોકરીનું રાજીનામું આપી દઇ ઘેર ચાલ્યો આવ્યો—એણે પોતાની નાજુક પરિસ્થિતિનો પણ ખ્યાલ કર્યો નહિ.

"હવે શું કરીશ? ઘરનો ખર્ચો કેવી રીતે કાઢીશ?" નોકરી છોડી દીધાના સમાચાર મળતાં વિમલે પંકજને પ્રશ્ન કર્યો.

"અત્યારે એક ખાનગી ટ્યુશન હાથ પર છે અને એકાદ વધુ મળી જશે તો કોઇ રીતે ઘરનો ખર્ચો નીકળી જશે." પંકજે આશાભર્યો પ્રત્યુત્તર આપ્યો.

વિમલે પંકજની પરિસ્થિતિનો ખ્યાલ કરી ખૂબ મહેનત લઇ એને એક ટ્યુશન અપાવ્યું. પરંતુ એ બે ટ્યુશનોથી પણ એને મહિને દહાડે ત્રીસ રૂપિયાથી વધુ મળતા ન હતા. ત્રીસ રૂપિયામાં મકાનભાડું અને ઘરકામ કરનાર માણસનો પગાર ચૂકવતાં કોઇ પણ માણસ ઘરખટલો ચલાવી શકે નહિ. પંકજ પણ ઘરખર્ચ ચલાવવા અસમર્થ થયો. એણે ઘરકામ કરનારને રજા આપીને કરકસર કરવી શરૂ કરી. એમ કર્યા છતાં પણ એની મુશ્કેલીમાં ઘટાડો ન થયો. આખરે સુરમાને પણ એના બાપને ઘેર મોકલી આપી અને પોતે વીશીમાં રહેવાનું અને જમવાનું શરૂ કરી બજારમાંથી જૂનાં પુસ્તકો વેચનારની દુકાને જઇને એકાદ બે કાયદાનાં પુસ્તકો ખરીદી લાવી એનો એણે અભ્યાસ કરવા માંડયો.

"વીશીમાં રહેવા કરતાં મારે ઘેર રહો તો ?" રમેશે પંકજને ત્યાં રહેવા આવવાને આમંત્રણ આપ્યું.

"ના, મારાથી એમ નહિ બને. ત્યાં રહેવાથી મને અભ્યાસ કરવામાં અડચણ પડશે." સાસરામાં 'ઘરજમાઇ' જેવી સ્થિતિમાં રહેવાનો ઇન્કાર પંકજે સાફ શબ્દોમાં સંભળાવી દીધો.

રમેશને લાચાર બની ચૂપ થઇ જવું પડયું.

પંકજ વીશીમાં રહીને અભ્યાસ કરવા લાગ્યો અને પાંચ સાત દિવસના અંતરે સાસરે જવા આવવા લાગ્યો.

આમ થોડાક દિવસો વીતી ગયા. પંકજ એકાદ અઠવાડિયું પોતાને ત્યાં ન આવવાથી રમેશ અને સુરમા ચિંતામાં પડી ગયાં. રમેશ એક દિવસ શનિવારે પંકજને મળવા અને પોતાને ત્યાં જમવા આવવાને નિમંત્રણ આપવા એની વીશીમાં ગયો. વીશીમાં પૂછપરછ કરતાં એના જાણવામાં આવ્યું કે પંકજ એકાએક પોતાના પિતાની બિમારીના સમાચાર મળવાથી દેશ ચાલ્યો ગયો છે.

*

કેટલાક દિવસ બાદ રમેશે પંકજને એક પત્ર લખ્યો. એનો એને સત્વર ઉત્તર મળ્યો. પંકજે એમાં વિશેષ કંઇ નહિ લખતાં ફક્ત ટૂંકમાં જ જણાવ્યું હતું:

"બાપુજીની તબિયત કંઇક અસ્વસ્થ રહ્યાં કરે છે પણ સેવા—ચાકરી અને ચિકિત્સા બરોબર થતી હોવાથી એ થોડાક જ દિવસોમાં સંપૂર્ણ સાજા થઇ જશે એમ લાગે છે. હવે હું જેમ બનશે તેમ જલદી તમારી પાસે કલકત્તા આવી પહોંચીશ."

આ પત્ર આવ્યાને જોતજોતામાં એક મહિનો વીતી ગયો. એક દિવસ વિમલ હાંફતો હાંફતો રમેશ પાસે આવ્યો અને શ્વાસભેર કહેવા લાગ્યો:

"સત્યાનાશ વળી ગયું, રમેશ! પંકજે તો પોતાને ગામ જઇને બીજું લગ્ન કરી નાખ્યું છે. હજી ગઇ કાલે જ એનાં લગ્ન થઇ ગયાના મને પાકા પાયે ખબર મળ્યા છે."

આ સમાચાર સાંભળતાં જ રમેશ માથે હાથ મૂકીને બેસી ગયો. એની વૃદ્ધ મા હતાશ થઇ ગઇ. વિમલે દાંત પીસીને કહ્યું.

"ઓહો! જમીનદારના છોકરા કેવા પાખંડી અને જુઠ્ઠા હોય છે!"



## ૨

જમીનદારીનાં કાવાદાવાભર્યાં કામકાજ કરતાં કરતાં અંબિકાબાબુના માથાના કાળા વાળ સફેદ થઇ ગયા હતા. એ એકેય કામ કદી પણ કાચું કરતા નહિ. પુત્રની સાથે બહારથી કોઇ પણ પ્રકારનો સંબંધ કે સંપર્ક ન રાખવા છતાં એ છૂપી રીતે એની દરેક હિલચાલની બારીકમાં બારીક તપાસ રાખતા કે 'પંકજ આજકાલ શું કરે છે? કેવી રીતે ચાલે છે? લગ્ન કરીને એ આનંદ કરે છે કે પસ્તાય છે? વિવાહ કરીને પંકજ સુખી થયો નથી, એના ગૃહસ્થાશ્રમમાં ગડમથલ ઊભી થઇ છે, બચપણથી જ અમીરી જીવન ગુજારેલું હોવાથી એ વર્તમાન જીવનનાં કષ્ટ અને હાડમારીથી અકળાઇ રહ્યો છે,' વગેરે ખબરો એમને વખતોવખત મળતી હતી અને એથી એ ધીરે ધીરે ગુમાવેલો પુત્ર ફરીને પાછો મેળવવાને આશાન્વિત થયા હતા.

એ પછી જ્યારે એના સાંભળવામાં આવ્યું કે પંકજ નોકરી છોડી દઇને પોતાની પરિણિત સ્ત્રીને સાસરે મૂકી આવ્યો છે અને આજકાલ પોતે વીશીમાં રહીને કાયદાનો અભ્યાસ કરે છે ત્યારે અંબિકાબાબુએ એને પોતાની પાસે તેડાવી લેવાની સારી તક આવેલી જોઇ. આ તકનો એમણે તુરત લાભ લીધો. પંકજને એમણે એક ખોટો તાર કરીને ખબર આપ્યા કે "હું ગંભીર માંદગીથી પટકાઇ પડયો છું; તું જલદી નહિ આવે તો મારો ને તારો મેળાપ થશે નહિ."

તાર મળતાં જ પંકજ ધીરજ ધરી શકયો નહિ; એ તુરત જ કલકત્તાથી ઉપડતી પહેલી ગાડી પકડી દેશ જવાને રવાના થઇ ગયો. ત્રણ વાગે

એને તાર મળ્યો અને ચાર વાગે તો દેશ તરફ જતી ગાડી ઉપડતી હતી એટલે એ પોતાના સાસરે પણ કોઇ સમાચાર મોકલી શકયો નહિ.

ભારે શરમ અને અતિ ઉદ્વેગ સાથે પંકજ પોતાને ઘેર જઈ પહોંચ્યો. પિતાની બિમારીની હકીકત પૂછતાં અંબિકા બાબુએ ઠંડા કલેજે ઉત્તર આપ્યો:

" કાલે મધરાતે એકાએક મારી છાતીમાં એવી ભયંકર વેદના ઉપડી કે મને શ્વાસોચ્છ્વાસ પણ બંધ થઇ જવાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. મારી એવી હાલત જોઇને ઘરનાં બધાંએ ભય પામી તને તાર કર્યો. ઇશ્વરની કૃપાથી સવારે દસ વાગ્યા પછી તો એ વેદના ધીરે ધીરે કમી થવા લાગી અને બપોરના બાર વાગતાં તો હું તદ્દન સાજો તાજો થઇ ગયો છું."

એ પછી બે ચાર દિવસો તો વિશેષ સ્નેહમાં વીતી ગયા. આ દિવસો દરમ્યાન અંબિકા બાબુએ પંકજની આગળ એના વિવાહ–લગ્નના સંબંધમાં કોઈ પણ વાત છેડી જ નહિ.

આમ એક પખવાડિયું વીતી ગયા પછી એક દિવસ અંબિકા બાબુએ પંકજને પોતાના ઓરડામાં એકાંતે બોલાવીને જણાવ્યું:

" મારું સ્વાસ્થ્ય દિનપ્રતિદિન બગડતું જાય છે. અત્યાર સુધી તો મેં કામકાજમાં રચ્યાપચ્યા રહીને જ દિવસો પસાર કર્યા છે; પરલોક માટે મેં કંઇ કર્યું નથી. પરંતુ હવે મારી અંતરની ઇચ્છા છે કે જમીનદારીનું કામકાજ તને સોંપીને હું થોડાક દિવસ તીર્થાટન કરવા ચાલ્યો જાઉં."

" પણ હું તો જમીનદારીનું કામકાજ જરા પણ જાણતો નથી, બાપુજી ! " પંકજ ચિંતિત ભાવે બોલ્યો.

" એ માટે તારે કશી ચિંતા કરવાની જરૂર નથી. હું તને મહિના બે મહિનામાં જ સઘળા કામકાજથી પાવરધો બનાવી દઇશ. " અંબિકા બાબુએ કહ્યું.

પંકજને પોતાની દરખાસ્ત અંગે સંમત થઇ ગયા પછી અંબિકા બાબુ જમીનદારીના નાના મોટા કામથી માહિતગાર કરવા લાગ્યા.

*

**આ** સમયે જ અચાનક એક દિવસ સંતોષપુરના જમીનદાર બાબુ રાધાનાથજી કેટલાંક માણસોના રસાલા સાથે અંબિકાબાબુના મહેમાન થયા. એ પંકજનું સગપણ કરવા માટે આવ્યા હતા. પંકજ મહા-મુશીબતમાં આવી પડયો. ધનસંપત્તિમાં ભલેને ગમે એટલું આકર્ષણ હોય પણ સુરમાને વિસરી જવી એ તેને અયોગ્ય અને અપરાધ કરવા સરખું લાગ્યું.

પુત્રનો મનોભાવ સમજવામાં અંબિકા બાબુને જરાપણ મુશ્કેલી કે વાર ન લાગી.

" એક વર્ષ પહેલાં રાધાનાથ બાબુ અહીં આવ્યા હતા. ત્યારે મેં એમને વચન આપ્યું હતું." પંકજને પોતાના ઓરડામાં એકાંતે બોલાવી અંબિકા બાબુએ કહેવા માંડ્યું, "આટલા દિવસો પછી તું ઘેર આવ્યો છે એ સમાચાર મળતાં તેઓ આપણે ત્યાં આવ્યા છે. હવે એ લોકોના સંબંધમાં મારે શું કરવું એ તું જ કહે તો દીકરા !"

"પણ મેં તો કલકત્તામાં લગ્ન કરી લીધાં છે, બાપુજી ! આ બાબત માટે મને ક્ષમા કરો." કોઇ મહાન ગુનેગારની જેમ કંપતા અવાજે પંકજે ઉત્તર આપ્યો.

"જો હું તને ક્ષમા કરૂં તો મારી સ્થિતિ શું થાય એનો તને કંઇ ખ્યાલ છે? મારે મારા વચનની વિરુદ્ધ કામ કરવું પડશે. તું જાણે છે કે મારો કટ્ટર શત્રુ પણ મારા ઉપર વચનભંગનું આળ મૂકી શકે તેમ નથી."

પંકજ નીચું માથું રાખીને જ ઊભો રહ્યો.

"તો તું આ ક્ષમા નહિ કરે?" અંબિકા બાબુએ પુત્રને નિરુત્તર ઊભો રહેલો જોઇ સ્થિર અને ગંભીર સ્વરે પાછું પૂછ્યું.

"હું તમારી ક્ષમા યાચું છું." કંપતા અવાજે પંકજે ઉત્તર આપ્યો.

અંબિકા બાબુનાં ભવાં ચડી ગયાં.

"ઠીક છે." અંબિકા બાબુએ કઠોર અવાજે કહેવા માંડ્યું: "જો તું ક્ષમા આપવાથી સુખી થઇ શકતો હોય તો હું તને ક્ષમા કરું છું, પંકજ! પરંતુ યાદ રાખ કે હું મારી જાતને કોઇ પણ પ્રકારે ક્ષમા કરી શકીશ નહિ."

પંકજે વિસ્મય પામી પિતાના ચહેરા સામે જોયું. અંબિકા બાબુએ ઉઠીને ઊભા થઇ પડખેના એક નાના કબાટમાંથી એક નાની શીશી બહાર કાઢી અને પંકજને બતાવી કહ્યું:

"જુએ છે પંકજ, કે આ શીશીમાં શું છે?"

"શું છે?" વધુ આશ્ચર્ય અનુભવતાં પંકજે ઉત્સુકતાપૂર્વક પિતાને સામો પ્રશ્ન કર્યો.

"વિષ-ઝેર!"

પંકજ ભયથી કંપી ઊઠયો.

"શું આપ આત્મહત્યા કરવા માગો છો?" પંકજે થોથરાતા સાદે પૂછ્યું.

"નાનપણમાં જ મેં પ્રતિજ્ઞા લીધી છે કે જે દિવસે હું મારી પોતાની વાત છોડી દઇશ-વચનભંગ કરવાને તૈયાર થઇશ તે જ દિવસે આ વિષ-ઝેર પીને હું મારી જિંદગીનો અંત આણીશ. આટલા દિવસો સુધી તો મેં કદી પણ વચનભંગ કર્યો નથી. પણ

આજે તારા પ્રતાપે મારે એ કરવો પડશે." શીશીને કબાટમાં પાછી મૂકી દેતાં અંબિકા બાબુ બોલ્યા.

પંકજની બોલવાની શક્તિ લુપ્ત થઇ ગઇ, એનું ગળું રૂંધાઈ ગયું. હાય રે દુર્ભાગ્ય ! શું પિતૃહત્યારા થવું પડશે !

એ ધબ લઇને પિતાના ચરણોમાં પડયો.

"નહિ—નહિ બાપુજી, એમ કદાપિ નહિ બને. આપ આત્મહત્યા ન કરો. હું આપની વાત કબૂલ કરીશ." દુઃખી અવાજે પંકજે કહ્યું.

"બીજું લગ્ન કરીશ ?"

"આપના ચરણસ્પર્શ કરીને સોગંદપૂર્વક કહું છું કે હું જરૂર બીજું લગ્ન કરીશ."

"આશીર્વાદ આપું છું, પંકજ ! તારાં સુખ—શાંતિ ચિરકાળ ટકી રહો." અંબિકા બાબુએ હાથ પકડી પુત્રને ઉઠાડયો અને હૃદય સાથે ચાંપી સ્નેહાળ ભાવે કહ્યું.

એ જ દિવસે વાગ્દાનવિધિ—સગપણ કરવાની ક્રિયા થઇ ગઇ. પખવાડિયાની અંદર જ લગ્નનું મુહૂર્ત નક્કી કરીને અંબિકા બાબુએ ભારે ધામધૂમથી પુત્રના વિવાહ કરી નાખ્યા.

*

લગ્ન થઈ ગયા પછી પંકજે નક્કી કર્યું હતું કે એક પત્ર લખીને સુરમાને સઘળા સમાચાર જણાવવા પોતે જ કલકત્તા જઈ પોતાની સંકટગ્રસ્ત પરિસ્થિતિનો ખ્યાલ આપીને બધી યે વાત સાફ સાફ શબ્દોમાં કહેવી. એને એ પણ ખાતરી હતી કે આ સઘળી હકીકત સાંભળ્યા પછી સુરમા જરૂર ક્ષમા આપશે.

પરંતુ એને કલકત્તા જવાનો અવસર જ મળ્યો નહિ. અંબિકા બાબુ એના ઉપર જમીનદારીનો સઘળો ભાર નાખી દઈ તીર્થયાત્રા કરવાને બહાર ચાલ્યા ગયા હતા.

પિતાની રાહ જોતાં જોતાં છ સાત મહિના પસાર થઈ ગયા. આટલા દિવસો દરમિયાન બે ત્રણ જગ્યાએ એની જાગીરદારીની પ્રજા સાથે એને ઝઘડા થયા. પંકજને એ સર્વ સ્થળે જઈને ઝઘડા શાંત પાડવા પડયા. આ કારણથી પણ એને કલકત્તા જવાની મુદ્દલ તક મળી જ નહિ. એણે એક પત્ર સુદ્ધાંય લખ્યો નહિ. અને પત્રમાં તે કેટલીક વાત લખી શકાય !

આઠ મહિનાની અવધિ પછી અંબિકા બાબુ તીર્થયાત્રા કરીને ઘેર આવ્યા. અને આવતાં વેંત જ એમણે પુત્રવધૂ મનોરમાને પોતાના ઘરમાં હરતી ફરતી જોઈ. એ પછી એમણે ગૃહસ્થાશ્રમનું ઘણુંખરું કામકાજ પંકજને સોંપી દઈ ભજન-કીર્તનમાં ચિત્ત પરોવ્યું. પંકજ માથે પડેલું કામકાજ છોડીને સુરમા પાસે જઈ શકયો નહિ. જરૂરી કામ પૂરું થતાં જ કલકત્તા જઈશ એમ વિચાર કરતાં કરતાં તો એક વર્ષ વીતી ગયું; પણ એનું એ જરૂરી કામ પૂરું થયું જ નહિ.



૩

"ભાઇ!"

"ઊંહું!"

"શું તમે લગ્ન નહિ કરો?"

રમેશ નીચું માથું રાખીને જમી રહ્યો હતો ત્યારે સુરમાએ એને એકાએક પ્રશ્ન કર્યો.

"એ તો દેખીતી વાત છે, કે લગ્ન કરવાથી બાળકો પેદા થશે અને એથી એમનું લાલન-પાલન, અને ભરણ-પોષણ કરવામાં તેમ જ પરણાવવા-મંડાવવામાં જ સારીયે જિંદગી પૂરી થઇ જશે." રમેશે ગંભીરતાપૂર્વક ઉત્તર આપ્યો.

ભાઇનો ઉત્તર સાંભળીને સુરમા ખડખડ હસવા લાગી.

"બાળકો પેદા થશે, એમને ખવરાવવું-પહેરાવવું પડશે વગેરે ભવિષ્યના ભયથી ડરી જઇને શું તમે લગ્ન કરવા માગતા નથી, મોટાભાઇ? ધન્ય છે મારા ભાઇને! તો પછી જે લોકો કાળી મજૂરી કરીને પેટ ભરે છે એ કયા બળ પર લગ્ન કરતા હશે?"

"પણ જો હું મજૂર હોત તો અત્યાર સુધીમાં એક નહિ પણ ત્રણ લગ્ન કરી ચૂકયો હોત, સુરમા! પરંતુ મધ્યમ વર્ગના માનવી થવું એ ખરેખર દુર્ભાગ્યની વાત છે. મજૂરો તો એક વેળા ઉપવાસ કરીને પણ ચલાવી લે છે; એમનાં બાળકોને ભણાવવા-ગણાવવાની જરાયે જરૂર રહેતી નથી કે એમને વિવાહ-લગ્ન કર્યા પછી ઘરમાં ગોંધાઇ-પુરાઇ રહેવાની પણ જરૂર રહેતી નથી."

"આ બધી નકામી વાત છે, ભાઈ!" માથું હલાવીને સુરમાએ કહ્યું "આ બધી લપછપ મૂકી દો ભાઈ! તમારે હવે લગ્ન કરી લેવાં જ પડશે. શોભાબજારમાં એક કન્યા છે. મેં એને જોઈ છે. એ દેવકન્યા જેવી છે. એના ઘરવાળા પોતાના મોઢેથી જ આઠસો રૂપિયાનો ચાંદલો આપવાનું કહી રહ્યા છે. માતાની પણ ખૂબ જ ઈંતેજારી છે કે એ કન્યા આપણે ઘેરે આવે."

"બરોબર છે. બાને બે મહિના થોભી જવાનું કહી દેજે. ઘરની બાબતનો નિકાલ કર્યા વગર મારાથી લગ્ન કરી શકાશે નહિ."

"ઘરની બાબતનો શું નિકાલ કરવો છે?"

"વિમલનું કહેવું છે કે કોઈ સારા દલાલ મારફત ઘર વેચી નાખવાથી સહેજે પાંચ હજાર સુધીની કિંમત મળી શકશે. એના કહેવા મુજબ થાય તો શાહુકારને સાડાત્રણહજાર રૂપિયા ચૂકવી આપ્યા પછી યે દોઢહજાર રૂપિયા આપણા હાથ પર રહેશે."

"પણ આમ ઘર વેચી નાખશો, ભાઈ?"

"હું નહિ વેચી નાખું તો શાહુકાર પોતાના પૈસા વસૂલ કરવાને ઘરનું લિલામ કરી નાખશે. આમ થતાં તો ફક્ત એની લેણી રકમ–સાડાત્રણ હજાર રૂપિયામાં જ ઘર હાથમાંથી જશે." વિષાદભર્યું હાસ્ય હસીને રમેશે ઉત્તર આપ્યો.

સુરમાએ પછી કોઈ દિવસ ઘર બાબત વાત જ ઉચ્ચારી નહિ; પોતાની સંમતિ કે વિરોધ દાખવ્યાં જ નહિ.

"કોઈનો કાગળપત્ર આવ્યો છે કે?" જમીને હાથ–મોં ધોઈ ઊભા થતાં થતાં રમેશે સુરમાને પૂછ્યું.

"બહેનનો કાગળ છે; ભાણિયાને અબોટણ કરવાનાં છે."

"ત્યારે આ મહિનાનો અડધો પગાર તો એમાં જ ખર્ચાઈ જશે." રમેશ મોં બગાડીને બોલ્યો, "બીજા કોઈનો કાગળપત્ર નથી ને?"

"ના."

"વારુ. પંકજ પણ કેવો માણસ છે!" કંઈક વિચાર કર્યા પછી રમેશે બોલવા માંડયું: "વર્ષ આખામાં એણે એક પત્ર લખવાની પણ તકલીફ લીધી નથી! ભાણિયો પણ ચાર મહિનાનો થઈ ગયો પરંતુ એણે એને પોતાની આંખે જોયો પણ નથી કે એક પત્રમાં ચાર લીટી લખીને પણ એની કંઈ ખબરઅંતર પણ પૂછવાની પરવા કરી નથી! આપણે તો ગરીબ માણસ ને!"

"ત્યાં તમે બીજો પત્ર લખ્યો હતો કે ભાઈ?" જમીન સામે નજર રાખીને રૂંધાયેલા અવાજે સુરમાએ પૂછ્યું.

"વારે વારે પત્ર લખીને શું કરું?" ભવાં ચડાવીને રમેશે ઉત્તર આપ્યો, "મેં એને ઉપરાઉપરી ચારપાંચ પત્રો લખ્યા, પણ એણે એકેયનો ઉત્તર આપ્યો નથી. હા, વચ્ચે ત્રણ–ચાર લીટી લખીને એણે એક ચિઠ્ઠી મારા પર મોકલી હતી. એમાં તો એણે તુરતમાં કલકત્તા આવવાનું લખ્યું હતું. આ વાતને પણ આજકાલ કરતાં આઠ મહિના વીતી ગયા; છતાં ય એ આવ્યો તો નથી જ."

સુરમા એક અક્ષર પણ ઉચ્ચાર્યા વગર ગુપચુપ રમેશની એઠી થાળી ધોવા લાગી.

"વિમલ તો એના ઉપર તારા ભરણપોષણ માટે દાવો માંડવાની સલાહ આપતો હતો." રમેશ પાછો બોલવા લાગ્યો, "દાવો કરવો, ફરિયાદ માંડવી એમાં કંઈ ખોટું નથી–જેવા દેવ તેવી પૂજા!"

"શું તમે મારું ભરણ–પોષણ કરવાને અસમર્થ છો, ભાઈ?" કંપતા પણ કોમળ અવાજે સુરમાએ પૂછ્યું.

"હું અસમર્થ નથી." રમેશે ખિન્નતાભર્યા અવાજે કહ્યું, "પણ એણે કેટલો ભારે અન્યાય કર્યો છે? બીજું લગ્ન કર્યું, પણ એક પત્ર લખીને કુશળ સમાચાર પણ આપવાની એણે દરકાર કરી નથી.

મોટા માણસ થઇને શું એણે એમ કરવું જોઇતું હતું? મેં જ મોટી ભૂલ કરી છે, સુરમા! એ સમયે જો મેં કરજ વહોરીને પણ કોઇ બીજી જગ્યાએ તને પરણાવી દીધી હોત તો આજે આ દુઃખ ભોગવવાનો વખત જ ન આવત."

"ભાગ્યમાં લખ્યું હોય તેમ જ થાય છે. વિધિના લેખ કોણ ટાળી શકે છે, ભાઈ? વળી મને એવું દુઃખ પણ શું છે?" સુરમાએ ઊંડો નિસાસો નાખતાં કહ્યું.

"એવું શું દુઃખ છે?" રમેશ સહેજ તપીને બોલ્યો, "એવું શું દુઃખ છે? આજે તું રાજરાણી છે, તારી પાછળ તો દસદાસીઓ પડયો બોલ ઝીલવાને ઘૂમતી હોવી જોઈએ. પરંતુ એના બદલે તો તું એક મજૂરણની માફક આ ભાંગ્યાતૂટયા ઘરમાં પડી રહે છે."

"તમારા જેવા ભાઇની સાથે રહેવામાં–ભાંગ્યાતૂટયા ઘરમાં પોતાના માના જણ્યા ભાઇ સાથે રહેવામાં મને સ્વર્ગથી પણ અધિક સુખ છે." સ્નેહભરી દૃષ્ટિથી ભાઇ સામે જોઇને સુરમા બોલી.

"સુરમા! બહેન! તારૂં કામ પૂરૂં થયું કે? જોને, ભાણિયો ક્યારનોયે રુએ છે?" માએ બૂમ મારી.

માનો સાદ સાંભળતાં જ સુરમા એકદમ ભાઈની એઠી થાળી લઇને રસોડા બહાર નીકળી.

રમેશ ઊંડો નિસાસો નાખીને સિગારેટમાંથી ધુમાડો કાઢતો બહાર ખડકીના બારણા પાસે જઇને ઊભો.

*

સુરમાનાં લગ્ન કર્યા પછી રમેશ પોતાને જેટલો નિશ્ચિંત થયેલો માનતો હતો, એના કરતાં આજે એ અધિક ચિંતાતુર અને દુઃખી હતો. સુરમાનાં લગ્ન કોઈ યોગ્ય મૂરતિયા સાથે કરવાનું એ અશક્ય

અને અસંભવિત માનતો હતો; પરંતુ ભગવાનની દયાથી એ કામ બહુ જ સરળતાથી પાર પડી ગયાનું પણ એને લાગતું હતું. સ્વપ્નમાં પણ એણે એવું ધાર્યું નહોતું કે એનું આટલું ભયંકર પરિણામ આવશે. જે પંકજને એના હૃદયની મહાનતાનો પરિચય મેળવી રમેશ દેવ તરીકે પૂજવા લાગ્યો હતો એ જ પંકજ પિશાચથી પણ અધિક અન્યાયી અને ક્રૂર સિદ્ધ થયો હતો. એક સ્ત્રીના જીવન-મરણના પ્રશ્ન સાથે આમ રમત રમાવામાં એનો શું અર્થ સરતો હશે? એ તે કોઇ માણસનું કામ છે!

પંકજ ગમે તેવો હોય પણ એ તો હવે નક્કી હતું કે રમેશ ઘોર ચિંતામાં ડૂબ્યો હતો. 'સુરમાને માટે હવે શું કરવું? એ બાળા શું આમ દુ:ખ અને નિરાશામાં જ પોતાનું સારું જીવન વિતાવશે?' એ વિચારે એના મનમાં અનેક ગડમથલ ઊભી કરી.

સુરમાની ચિંતા ઉપરાંત બીજી પણ અનેક પ્રકારની ચિંતાઓ એને ઘેરી વળી હતી. બાપદાદાનું ઘર અઢી હજાર રૂપિયામાં શાહુ-કારને ત્યાં ગીરો પડયું હતું; વ્યાજનાં વ્યાજ ચડીને દેવાની રકમ લગભગ ચાર હજારની થઇ ગઇ હતી. શાહુકારે વકીલ મારફત નોટિસ આપી એ રકમ એક મહિનામાં ચૂકતે ભરી જઇને ગીરવી મકાન છોડાવી જવાની મુદત આપી હતી. વિમલ એને સલાહ આપતો કે ઘર વેચી નાખીને એક વખત તો શાહુકારના કરજમાંથી મુક્ત થઈ જવું, પણ એ જૂના-ભાંગ્યાતૂટયા ઘરનું કોઈ ગ્રાહક જ થતું ન હતું. ગ્રાહક મળે તો પણ એક મહિનાની મુદતમાં ઘર વેચાવું અશક્ય અને અસંભવિત હતું.

આ પરિસ્થિતિએ એને વિશેષ વિચાર-વમળમાં ધકેલી દીધો:

"કોર્ટમાં અરજી કરવાથી ફક્ત એક મહિનાનો જ વધુ વખત મળી શકે તેમ છે, પરંતુ એટલી બધી માથાકૂટ કરવાની જરૂર પણ શું છે? ઘર વેચવાથી બે-ચાર હજાર રૂપિયા તો મળે એમ નથી; બહુ બહુ તો ચારસો-છસો રૂપિયા મળશે. ઘર ગયું, સુરમાનું ભાગ્ય

ફૂટયું તો વળી એટલા રૂપિયાથી મારૂં શું વળશે? બહેતર છે કે શાહુકારને આ ઘર માટે ફાવે તેમ કરવા દેવું અને મારે બીજું મકાન ભાડે રાખીને રહેવા ચાલ્યાં જવું."

સિગરેટ બુઝાઇ ગઇ હતી. રમેશે એને દિવાસળી વડે ફરીથી સળગાવી અને વિમલને મળવા જવા માટે કપડાં પહેરીને એ બહાર નીકળી ગયો.

*

"આમ હતાશ થવાથી તે કંઇ વળવાનું છે, રમેશ?" વિમલે રમેશની બધીયે વાત સાંભળીને આશ્વાસન આપતાં કહેવા માંડયું: "ઘર વેચી નાખવાથી શાહુકારની લેણી રકમ અપાઇ જશે અને વ્યાજનો બોજ હળવો થશે. આમ કરતાં તને ઓછામાં ઓછા હજાર–બારસો રૂપિયા મળી જશે. વિપિન બાબુ જૂના અને જાણીતા દલાલ છે. મારે એમની સાથે સારી ઓળખાણ છે. ચાલ, આપણે એમની પાસે જઇએ."

એ પછી બન્ને જણા મકાનના દલાલ વિપિન બાબુને ઘેર ગયા. દલાલના પ્રયત્નથી એક મહિનાની મુદતમાં જ ઘર વેચાઇ ગયું. શાહુકારનું કરજ ચૂકવી દીધા પછી રમેશના હાથમાં તેરસો રૂપિયા આવ્યા. એ રૂપિયા એણે સેવિંગ્સ બેંકમાં જમા કરાવ્યા. અને ભાડાના મકાનમા જઇને રહેવા માંડયું.

ઑફિસમાંથી મળતા પિસ્તાળીસ રૂપિયાના પગારમાં રમેશનો ઘરખર્ચ નભતો ન હતો; એટલે મકાનભાડા જેટલું વધુ કમાવાને એણે ટયુશનનો પ્રબંધ કર્યો. એ સવારના દસ વાગ્યાથી સાંજના છ વાગ્યા સુધી ઑફિસમાં કામ કરતો અને પછી ટયુશન આપવાને જતો. આમ રાત્રે આઠ નવ વાગ્યા પછી જ એ ઘેર પાછો ફરી શકતો હતો.

આમ તે પ્રકારે દિવસો પસાર થઇ રહ્યા હતા, પરંતુ અભ્યાસમાં તલ્લીન થવાના કારણે ઑફિસમાં સ્થિતિ બગડવા લાગી હતી. ઑફિસના મેનેજરે એકાએક બે–ચાર જણાઓને નોકરીમાંથી રજા આપી દીધી. આ બે–ચાર જણાઓમાં રમેશ પણ આવી ગયો. નોકરી છૂટી જવાથી રમેશના બૂરા હાલ થયા. ઘણી ઘણી તપાસ–પ્રયત્ન કરવા છતાં તેમ જ ભારે લાગવગ લગાડવા છતાં પણ એને બીજી કોઇ નોકરી મળી નહિ.

કેટલાક મિત્રોની સલાહથી એણે સેવિંગ્સ બેંકમાં જમા પડેલા રૂપિયા ઉપાડી લઇ સુગંધી તેલ, અત્તર, સાબુ વગેરે વેચવાની એક નાની સરખી દુકાન માંડી; પરંતુ રમેશમાં વેપાર કરવાની બુદ્ધિ કે આવડત ન હતી. એક વર્ષ વીત્યું ન વીત્યું ત્યાં તો એની મૂડી છુ–મંતર થઇ ગઇ અને બજારના એક હજાર રૂપિયાનું દેવું એના ઉપર ચડી ગયું. માગનારાઓએ કડક ઉઘરાણીઓ કરવા માંડી, પણ એમના એ તકાદાને તે પહોંચી શકયો નહિ અને આખરે એમણે કાયદેસર પગલાં લીધાં. દુકાનને સીલ કરાવીને તેમાંનો બધોય માલ–અસબાબ વેચી નાખ્યો. રમેશ જોતજોતામાં સર્વસ્વહીન થઇ ગયો.

એ પછી તો રમેશ પર એક પછી એક આફત—દિનપ્રતિદિન નવાં નવાં દુ:ખો—આવી પડવા લાગ્યાં. આ સમય દરમ્યાન જ રમેશની વૃદ્ધ માતાનો દેહાંત થઇ ગયો. રમેશે ઇષ્ટમિત્રો પાસેથી કરજે પૈસા લઇને પણ માતાની ઉત્તરક્રિયા કરી. એ બધું પતી ગયા પછી

એ નોકરીની તપાસમાં ફરવા લાગ્યો. પરંતુ એક મહિનાથી પણ વધુ સમય વીતી જવા છતાં જ્યારે કોઇ નોકરી ન મળી ત્યારે એણે નિરાશ થઇને પંકજને એક પત્ર લખ્યોઃ

"તમારી પત્ની અને પુત્ર ભૂખે મરી રહ્યાં છે. જો યોગ્ય લાગે તો જલદી આવીને એમનો કોઇ પ્રબંધ કરી જાઓ."

પરંતુ આ કાગળ લખ્યાને પણ એક મહિનો વીતી જવા છતાં જ્યારે પંકજનો કોઇ જવાબ આવ્યો નહિ અને પોતાની પાસેના બધાય પૈસા ખલાસ થઇ જતાં ભાણેજને દૂધ પીવરાવવાના પૈસા પણ પાસે ન રહ્યા—પોતાને અને બહેનને ઉપવાસ કરવાનો અવસર આવી પહોંચ્યો, ભાડું ચડી જવાથી મકાનમાલિકે ઘર ખાલી કરીને ચાલ્યા જવાની નોટિસ આપી, ત્યારે રમેશની મૂંઝવણનો કોઇ આરો રહ્યો નહિ.

"એક કામ કર, સુરમા! તું તારા સાસરે ચાલી જા. ચાલ હું તને ત્યાં મૂકવા આવું." ઘણા વિચારો કરવા છતાં કંઇ પણ સૂઝ ન પડવાથી આખરે રમેશે બહેનને ઉપરના શબ્દો કહ્યા.

"ત્યાં જઇને હું શું કરું, ભાઇ?" સુરમાએ નિરાશ અવાજે ઉત્તર આપ્યો, "જ્યારે ત્યાંથી આપણા પત્રનો કોઈ ઉત્તર જ આવતો નથી ત્યારે ત્યાંથી બીજી કોઈ વાતની આશા રાખવી જ વ્યર્થ છે."

"ભલે કોઇ વાતની આશા ન હોય, પણ તારે માટે ત્યાં પાશેર અન્ન અને આ કુમળા બાબાને માટે બે ઘુંટડા દૂધ તો જરૂર મળશે. લોકલાજથી પણ પંકજ તારો તિરસ્કાર કરી શકશે નહિ."

"જેણે આટલા દિવસો દરમિયાન એક વાર પણ જરા જેટલીયે ખબર-અંતર લીધી નથી એ તિરસ્કાર નહિ કરે એવું કોણ કહી શકે એમ છે?"

"તિરસ્કાર કરશે તો કોર્ટનો આશરો લઇશું; એમ કરતાં આપણને કોઈ અટકાવશે નહિ."

" એ વાત બરોબર છે, પણ હું તમને આ સ્થિતિમાં છોડીને ક્યાંય જઈ શકું નહિ, ભાઇ ! "

" પરન્તુ એક ઉપાધિ છે કે મારે સાત દિવસની અંદર જ આ ઘર ખાલી કરીને બીજે ક્યાંક ચાલ્યા જવું પડશે. "

" બીજે ક્યાંક પણ ઘર તો ભાડે રાખીને રહેવું જ પડશે ને ? "

"બીજું ઘર ભાડે ક્યાંથી રાખી શકીશ ? ભાડુ ક્યાંથી લાવી આપું ?"

" તો શું રસ્તામાં રખડતા ફરશો ? "

" એ સિવાય બીજો કોઇ ઉપાય હવે રહ્યો નથી. "

ભાઇનો આ છેલ્લો ઉત્તર સાંભળીને સુરમા ગહન વિચારમાં પડી ગઇ.

" જુઓ ભાઇ, ગમે તેમ તોય તમે પુરુષ છો. સંકટ–દુઃખ–આફતના સમયે આમ ગભરાઇ જવું તમને શોભતું નથી." સુરમાએ રમેશને ધીરજ આપતાં પાછું કહેવા માંડ્યું, " મારી વાત સાંભળો, ભાઇ ! બે–ચાર રૂપિયાના માસિક ભાડાની કોઇ કોટડી શોધી કાઢો. તમને એ તો ખબર છે કે હું શિવણનું કામ જાણું છું. તમે યત્ન કરીને મારા માટે એક સીવવાનો સંચો લાવી આપજો. એથી આપણો ખર્ચ સહેજે નીકળી જશે. આ ઉપરાંત તમે નોકરી મેળવવાનો યત્ન કરવો પણ ચાલુ જ રાખજો; પ્રભુ સારી નોકરી જરૂર મેળવી આપશે."

" તારી આશા અપાર છે. પણ મને એ તો કહે કે શું તું તારા સાસરે નહિ જાય, બહેન ? " માથે હાથ રાખીને રમેશ બોલ્યો.

" ના, કદાપિ કાળે પણ હું ત્યાં નહિ જાઉં." સુરમા દૃઢતા–પૂર્વક બોલી " જો તમે મને ઘરમાંથી કાઢી મૂકશો તો હું ખુશીથી બાબાને મારા ગળે બાંધી ગંગામાં જઇને ડૂબી મરીશ, પણ એકથી લાખ વાતે હું આ રીતે તો ત્યાં નહિ જાઉં, નહિ જ જાઉં."

આટલું બોલતાં બોલતાં તો સુરમાની આંખોમાં જળજળીઆં ભરાઇ આવ્યાં. રમેશ નીચું માથું રાખીને ચૂપચાપ વિચારમાં પડી ગયો.

આ વખતે જ બાબો ઘૂંટણભેર ખસતો ખસતો રમેશના પગ પાસે આવ્યો અને એને પકડીને ઊભો થઇ ગયો.

"મા...મા, એ મા...મા!" બાબો મોટેથી બૂમ મારતો બોલવા લાગ્યો.

રમેશનું હૃદય પીગળી ગયું. વ્યગ્ર બનીને એણે એને તેડી લઇ સ્નેહપૂર્વક છાતી સરસો ચાંપ્યો.

"હાય, હું કેટલો દરિદ્ર છું કે એક નાના બાળકને પણ મારી પાસેથી દૂર કરવાને તૈયાર થયો છું!"

આ વિચાર આવતાં જ મનમાં ને મનમાં એ પોતાનો ખૂબ તિરસ્કાર કરવા લાગ્યો.

રમેશની આંખમાંથી અવિરત આંસુ વહી જઇને બાબાના માથાને ભીંજવવા લાગ્યાં.

*

એક જ અઠવાડિયાની અંદર રમેશને ઘર ખાલી કરી નાખવું પડયું. સાત રૂપિયાના માસિક ભાડાવાળી બે નાની નાની ઓરડીઓ રાખીને એ બહેન અને ભાણેજની સાથે રહેવા લાગ્યો.

રમેશ અને સુરમાને સહાય કરવા વિમલ પોતાથી બનતા સર્વ પ્રયત્ન કરવા લાગ્યો, બજારમાં આખો દિવસ રખડીને—દુકાને દુકાને ફરી વળી એ સુરમાને શિવણકામ લાવી આપવા લાગ્યો: અને એથી સુરમાને મહાન પરિશ્રમ પડતાં પણ સુકા પાકા રોટલાનો જોગ થઇ જતો; જ્યારે રમેશને કોઇ નોકરી મળી જ નહિ.

આખરે વિમલે બહુ બહુ વિચાર કર્યા પછી એને મોટર ચલાવવાનું કામ શીખી લેવાની સલાહ આપી. રમેશે એની સલાહનો સ્વીકાર કર્યો, પરંતુ બાબાએ એક નવી મુશ્કેલી ઊભી કરી. એને શરદી લાગી જવાથી તાવ આવવા લાગ્યો. શરૂશરૂમાં તો એ તાવ બિલકુલ સાધારણ અને સામાન્ય હતો, પણ ધીરે ધીરે તાવે ભયંકર રૂપ ધારણ કર્યું.

"સસ્તા ભાડાના મકાનમાં રહેવા જવાની તું જીદ કરતી હતી, પણ હવે શું થશે?" રમેશે બગડી જઈને સુરમાને ઠપકો આપવાની રીતે કહ્યું.

"વળી બીજું શું થવાનું હતું? સ્થિતિ પ્રમાણે જ બધું ય કામ કરવું પડે છે."

"એ તો ઠીક છે, પણ હવે શું કરીશું?" રમેશ વધુ ગુસ્સે થઈને બોલ્યો, "કોઈ સારા ડૉકટરને તો બોલાવવો જ પડશે."

"ડૉકટરને બોલાવી લાવવાની ફી આપવાના પૈસા કયાં છે?" સુરમાએ ચિંતાતુર ચહેરે ખિન્નતાભર્યા અવાજે પ્રશ્ન કર્યો.

"પૈસા કયાં છે એમ કહેવાથી કંઈ કામ ચાલે નહિ. ગમે તેમ કરીને પૈસાનો બંદોબસ્ત કર; હું ડૉકટરને બોલાવી લાવું છું."

રમેશ ઉતાવળો ઉતાવળો બહાર ચાલ્યો ગયો.

સુરમા ઘરમાં એકલી રહી વિચાર કરવા લાગી.

"ડૉકટરને ફી આપવાના પૈસા કયાંથી કાઢીશ? વિમલ આજે શિવણકામની મજૂરીના બે રૂપિયા આપી ગયો છે, પણ ઘરમાં રસોઈ કરવાને સીધું—ચોખા, દાળ, મીઠું કે તેલ કંઈ પણ નથી. ધાર્યું હતું કે આ બે રૂપિયામાંથી થોડી થોડી બધી ય ચીજ લઈ આવીશ; પણ હવે તો પ્રાણપ્રિય પુત્રની ખાતર ઉપવાસ કરવા પડશે."

ડૉકટર આવ્યો. બાબાના શરીરની બારીક તપાસ કરીને એણે રોગની ચિકિત્સા કરી.

"ભય પામવાનું કોઇ કારણ નથી." ડૉક્ટરે ઝીણી નજરે થર્મોમિટર જોતાં જોતાં કહેવા માંડયું "તાવે હજી ભયંકર રૂપ લીધું નથી. આમ રહ્યા પછી સાજા થવામાં બાબાને દસ બાર દિવસ લાગશે."

સુરમાએ પેટીમાંથી કાઢીને બન્ને રૂપિયા ડૉક્ટરને દઇ દીધા. ડૉક્ટરે એ લઇને પોતાના કોટના ખિસ્સામાં મૂકયા અને દવાનું પ્રિસ્ક્રીપ્શન લખી આપીને ચાલતી પકડી.

"સુરમા, દવા લાવવા માટે એક રૂપિયો આપ તો" ડૉક્ટરના ચાલ્યા ગયા પછી રમેશે કહ્યું.

"મારી પાસે હવે એક પણ પૈસો નથી, ભાઇ!" સુરમાએ કરુણ સ્વરે કહ્યું.

"તો પછી દવા કયાંથી આવશે? પહેલાં તો તું કહેતી હતી કે ડૉક્ટરને આપવાની ફીના રૂપિયા પણ નથી; હવે દવા લાવવા માટે કહે છે કે કંઇ નથી! પેટીની ચાવી મને આપ તો!"

સુરમાએ ચાવીઓનું ઝૂમખું રમેશને આપી દીધું. રમેશે પેટી ખોલીને બરાબર તપાસી જોઇ, પણ એને એક પણ પૈસો ન મળ્યો. હા, એક નંગ જડેલી વિંટી મળી.

"સુરમા, પેટીમાં તો એક વિંટી છે." રમેશે પેટી તપાસવી પૂરી કર્યા પછી સુરમાને કહ્યું, "લાગે છે કે આ તો પંકજની વિંટી છે—એના પર એના નામનો પહેલો અક્ષર 'P' કોતરેલો છે; એ તને આપી ગયો લાગે છે."

"નહિ. એક દિવસ એમણે પોતે જ એમની આંગળીએથી ઉતારીને એ વિંટી પેટીમાં મૂકવા મને આપી હતી. એ પછી ન તો એમને એની જરૂર પડી કે ન તો એમણે યાદ કરીને એ લઇ લીધી; અહીંથી જતી વખતે એ લેવી ભૂલી ગયા લાગે છે."

"બહુ સારું થયું કે એ ભૂલી ગયેલ છે. આ વેચી નાખીએ તો બાબાની દવા લાવી શકાશે."

"એ વેચી નાખવી યોગ્ય નથી, ભાઈ! એ બીજાની ચીજ છે."

"વેચી ન નાખતાં ગીરવી મૂકવાથી પણ એના વીસ–પચીસ રૂપિયા તો જરૂર મળી જશે."

"એ ગીરવી પણ મૂકી શકાય નહિ. જેની એ ચીજ છે એને હું પાછી આપી દઈશ."

"પછી પાછી આપી શકાશે. અત્યારે તો બાબાના જીવન-રક્ષણનો સવાલ છે."

"બાબો બચે અગર ન બચે એ જુદી વાત છે, પણ હું એ વિંટી વેચી નાખવા કે ગીરો મૂકવા નહિ દઉં."

"કેમ?"

"કારણ કે એ ચીજ બીજાની છે."

"એ બીજાની નહિ પણ તારા પોતાના પતિની છે. પોતાના પતિની પ્રત્યેક ચીજ–વસ્તુ ઉપર પત્નીનો પૂરેપુરો હક્ક છે."

"જેણે મને પત્ની તરીકેના હરેક હક્ક–અધિકારથી વંચિત કરી નાખી છે, એની આ સામાન્ય વસ્તુ ઉપર હું મારો હક્ક–અધિકાર સ્થાપીને મારી જાતને કલંકિત કરવા નથી ઇચ્છતી, ભાઇ!"

સુરમાના અભિમાનનું પ્રમાણ રમેશની સમજમાં આવી ગયું.

"પણ જો બાબો બિમાર ન હોત તો હું તને કલંકિત થવાનો કદી પણ ન કહેત, સુરમા!" રમેશ પાછો સુરમાને પોતાનું કહેવું સમજાવવા લાગ્યો, "આ વિંટી ઉપર તારો હક્ક કે અધિકાર હો યા ન હો, પણ બાબાનો તો પૂરેપુરો અધિકાર છે જ. એના અધિકાર–હક્કના લીધે જ આજે હું તારી કોઇ પણ વાત સાંભળવા માગતો નથી."

સુરમાના વિરોધ પર જરા પણ ધ્યાન આપ્યા વગર રમેશ વિંટી લઇને બહાર ચાલ્યો ગયો અને એ ગીરવી મૂકીને બાબાને માટે દવા તથા પથ્યનો ખર્ચ ચલાવવા લાગ્યો. પંદર દિવસ પછી જ્યારે બાબો સાજો–તાજો થઈ ગયો ત્યારે રમેશ પોતાના કામકાજે લાગી ગયો.

*

પાંચ મહિનાની સખ્ત અને સતત મહેનત પછી કામ શીખીને રમેશ પાસ થઇ ગયો અને સાઠ રૂપિયાના માસિક પગારની નોકરી મેળવીને શહેરમાં ટેક્સી ફેરવવા લાગ્યો.

પહેલા મહિનાનો પગાર મળતાં જ રમેશે એક સારું મકાન શોધી કાઢયું, બહેનને બતાવી ભાડે રાખી લીધું અને ત્યાં રહેવાનું પણ રાખ્યું. પંકજની વિંટી પણ છોડાવી લાવીને સુરમાને પાછી આપી દીધી. સુરમાએ પણ કઠિન પરિશ્રમ કરીને પોતાનો જાન બચાવી લીધો.

આ પછી થોડા મહિના વીતી ગયા ત્યાં તો વિમલે એક દિવસે આવીને એકાએક ખબર આપ્યા કે પંકજના પિતાનું દેહાવસાન થયું છે. એ જાણી સુરમાએ સૂતક પાળ્યું અને છેલ્લા દિવસે ગંગાસ્નાન કરીને શુદ્ધ પણ થઈ પરંતુ પંકજે ન તો એ સંબંધી એને કોઈ સમાચાર લખી જણાવ્યા કે ન તો આવીને સુરમા તથા બાબાને પોતાને ત્યાં લઇ ગયો.



## ૫

કામકાજનો ભાર કંઈક હળવો થયો ત્યારે પંકજ સ્વાભાવિક જ સુરમા માટે વ્યગ્ર થઈ ગયો. કલકત્તા જવાનો એ હરકોઈ પ્રકારે મોકો શોધવા લાગ્યો. થોડા દિવસમાં એને સુયોગ મળી ગયો. એક મુકદ્દમાના સંબંધમાં કલકત્તાના કોઈ હુંશિયાર અને જાણીતા વકીલની સલાહ લેવાની અનિવાર્ય આવશ્યકતા ઊભી થઈ. અંબિકા બાબુએ પોતાના એક જૂના, વિશ્વાસપાત્ર અને વફાદાર મુનીમને મોકલવાની ઇચ્છા દર્શાવી; પણ પંકજે એનો વિરોધ કર્યો અને વધુમાં જણાવ્યું :

"નહિ બાપુજી, એમાં એનું કામ નહિ. આ મુકદ્દમો એટલો બધો અટપટો છે અને એના ફેંસલા ઉપર આપણા નામ–કામ, આબરૂ–ઇજ્જત એટલું જ નહિ પરંતુ આપણા પોતાના અસ્તિત્વનો સુદ્ધાં આધાર છે; એટલે મારે પોતે જ અગર તો તમારે જાતે જ વકીલને સમજાવવા જવું જોઈએ."

અંબિકા બાબુએ પુત્રની સલાહની જરા પણ અવગણના કરી નહિ.

"જો દીકરા, તીર્થયાત્રા કરીને ઘેર પાછા ફર્યા પછી જ તને એક વાત કહેવા ઇચ્છતો હતો; પરંતુ એથી તને દુઃખ થાય એવો વિચાર આવતાં મેં તને અત્યાર સુધી એ કહી નથી." પંકજ કલકત્તા જવાને રવાના થાય તે પહેલાં એક દિવસે પોતાના ઓરડાના એકાંત ભાગમાં બોલાવી જઈને અંબિકા બાબુએ કહ્યું.

પંકજ ભયભીત થઈને પિતાના ચહેરા સામે જોઈ રહ્યો.

"તેં કલકત્તામાં જે લગ્ન કર્યાં છે એની કુલીનતાના સંબંધમાં તું કંઈ જાણે છે?" પુત્રને નિરુત્તર ઊભેલો જોઇ અંબિકા બાબુએ પોતે જ લાંબા વખતથી દિલમાં છુપાવી રાખેલી પોતે પંકજને કહેવાની વાત છેડી:

'હા, બહુજ સારી રીતે જાણું છું, એ કુલીન કાયસ્થ છે."

"પણ તને એ કયાંથી ખબર પડી કે એ કુલીન કાયસ્થ છે? એ કોણ છે? એ મૂળ કયા ગામના છે? કયાં કયાં કુલીન કુટુંબો સાથે એનો સંબંધ છે?"

પંકજ ઉત્તરમાં એક પણ અક્ષર ઉચ્ચાર્યા વિના જ મૌન રહીને કેવળ પિતાના ચહેરાની સામે ટગ-ટગર જોઇ રહ્યો.

"તેં જેની દીકરી સાથે લગ્ન કર્યાં છે એનો બાપ હરિહર ઘોષ એક બ્રાહ્મણી વિધવાને નસાડીને કલકત્તે ચાલ્યો આવ્યો હતો; અને પતિ–પત્ની તરીકે રહેતો હતો." અંબિકા બાબુએ સુરમાના કુટુંબ સંબંધી હળાહળ અસત્ય ઉચ્ચારવા માંડયું, "એ બ્રાહ્મણી વિધવાના પેટથી તારા સસરાનો જન્મ થયો હતો. એ પછી કાપડની દલાલી કરતાં કરતાં હરિહરે કંઇક પૈસો મેળવ્યો, મકાન પણ ખરીદ્યું અને કાયસ્થની નાતજાતમાં એ જવા આવવા પણ લાગ્યો હતો. હવે તું સમજ્યોને કે એ વહુને મારા ઘરમાં સ્થાન આપતાં મારાથી સમાજમાં ઊંચું માથું કરીને શી રીતે ફરી શકાય? પરંતુ એ તારી પરિણિત સ્ત્રીના જીવનનિર્વાહ માટે કોઇ રસ્તો તો કાઢવો જ જોઇએ અને એ માટે તું એને થોડાક રૂપિયા દર મહિને મોકલતો રહેજે. દર મહિને કેટલા રૂપિયા મોકલવા એ નક્કી કરવાનું હું તારી મુનસફી ઉપર છોડી દઉં છું."

"એક પણ પૈસો આપવાની જરૂર નથી." પંકજે ઉદાસ થઇ પિતાને ઉત્તર આપ્યો.

આ વાતચીત થયા પછી પંકજે અસ્વસ્થ તબિયતનું બહાનું કાઢી પોતાનું જવાનું બંધ રાખ્યું અને જમીનદારીના કામકાજમાં કાળાના ધોળા થયેલા વાળવાળા પોતાના એક જૂના અને વિશ્વાસપાત્ર મુનીમને જ કલકત્તા મોકલી આપ્યો.

*

"તમે તો કલકત્તા જવાના હતા ને? કેમ ન ગયા?" અંતઃપુરમાં આરામખુરશી લેતાં બેઠેલા પતિને—પંકજને એની પત્ની મનોરમાએ આવીને પ્રશ્ન કર્યો.

"તબિયત સારી નથી, ઇન્દુ!" પંકજે એકદમ ઉપેક્ષા દાખવતાં ઉત્તર આપ્યો.

મનોરમાને અંબિકા બાબુ 'ઇન્દુમતી' કહીને બોલાવતા; એટલે પંકજ પણ એને ઇન્દુ જ કહ્યા કરતો. સાસરામાં આવ્યા પછી મનોરમાનું નામ જ બદલાઈ ગયું હતું.

"તબિયત ઠીક નથી કે કોઈ માનસિક બેચેની છે?" ઇન્દુએ હસીને ફરીથી પૂછ્યું.

"તને એ કહેવું નકામું છે."

"નકામું ભલે રહ્યું, પણ કહો તો ખરા!"

"શા માટે?"

"હું તમારી પત્ની છું—અર્ધાંગના છું; તમારા સુખદુઃખની હું પણ સાથીદાર છું."

દિલની વાત કહેવાની જરા જેટલીયે ઇચ્છા ન હોવા છતાં ઇન્દુએ ખૂબ આગ્રહ કરવાથી આખરે લાચાર થઈને પંકજને સઘળી હકીકત અથથી ઇતિ સુધી કહેવી પડી.

"તો શું તમે પણ એને છોડી દેશો ?" વાત સાંભળી લીધા પછી ઈન્દુએ પંકજને પ્રશ્ન કર્યો.

"એ સિવાય બીજો ઉપાય જ શું છે ?"

"પરંતુ એનો દોષ શું છે ?"

"શું દોષ છે એ તો હું પણ કંઈ જાણતો નથી. એ ગમે તેમ હો, પણ સમાજની સામે હું માથું નીચું કરી શકું નહિ."

પંકજના આ પ્રત્યુત્તરથી ઈન્દુને નિરુત્તર થઈ રહેવું પડ્યું.

બરોબર એ જ વખતે રમેશનો પત્ર આવ્યો. પંકજે એ વાંચીને ટુકડે ટુકડા કરી ફાડી નાખીને ફેંકી દીધો. જેણે એને દગો દીધો છે, તેવાને સહાય કરવા માટે પિતાને ભલામણ કરવાની એને મુદ્દલ ઇચ્છા પણ ન થઇ. એણે સુરમાની સ્મૃતિને પોતાના હૃદયમાંથી સદંતર કાઢી નાખવાનો યત્ન પણ કરવા માંડ્યો.

પરંતુ પ્રયત્ન કરવાથી કંઇ સ્મૃતિનો લોપ કરી શકાતો નથી. એથી ઊલટું એ અધિક જાગ્રત થઇ રહે છે. વળી એ સિવાય ઈન્દુ પણ વચ્ચે વચ્ચે સુરમાનો પ્રસંગ ઉપસ્થિત કરીને તથા એના બાળકની ચર્ચા કરીને એની સુષુપ્ત સ્મૃતિને ઉદ્દીપ્ત કર્યા કરતી હતી. 'બાબો કેવો છે, પત્નીનો ત્યાગ કરવા છતાંય બાળક તો નિર્દોષ છે—એનો ત્યાગ કરવો એ ઉચિત નથી. જો એને અહીં લાવવામાં આવે તો પોતે એને પ્રાણથી પણ અધિક જાળવશે' એવી એવી ઇન્દુની અનેક વાતો પંકજના હૃદયમાં વિંછીના ડંખની જેમ દર્દ પેદા કરતી હતી.

*

આ બાજુ અંબિકા બાબુનું સ્વાસ્થ્ય દિનપ્રતિદિન બગડવા લાગ્યું. આખરે એ એક દિવસ આ અસાર સંસાર ત્યજીને ચાલ્યા ગયા. શત્રુપક્ષ કહેવા લાગ્યો કે આટલા દિવસો પછી દેશનો કાંટો દૂર થયો,

જ્યારે મિત્રપક્ષ કહેતો હતો કે એમના અવસાનથી આખોય દેશ અનાથ થઈ ગયો. વિદ્યાનિધિ મહારાજ તો હિમાલયનું ઉચ્ચ શિખર તૂટી પડયું એમ કહેવા લાગ્યા.

અંબિકા બાબુની ઉત્તરક્રિયા કરવાની તૈયારીઓ ઘણી જ ઝડપથી થવા માંડી.

"બાપુજીની ઉત્તરક્રિયાના પ્રસંગ ઉપર તો હવે એ બન્નેને બોલાવી લ્યો. સસરાની ઉત્તરક્રિયામાં પણ એ ગેરહાજર હોય તે ઠીક નહિ." ઇન્દુએ સ્વામીને બહુ જ નમ્રતાપૂર્વક કહ્યું.

પંકજની પણ આવી જ ઇચ્છા હતી, પરંતુ સમાજની આજ્ઞા લીધા વિના એને બોલાવવાનું સાહસ એ કરી શકતો ન હતો. આ બાબતમાં એણે વિદ્યાનિધિ મહારાજની સલાહ લીધી, પરંતુ વિદ્યાનિધિએ ધર્મશાસ્ત્ર વિરુદ્ધ સલાહ ન આપી.

"શાસ્ત્રાનુસાર જ્યારે એ તારી પરિત્યક્તા સ્ત્રી છે ત્યારે એને ઘરમાં લાવીને બેસાડવાની હું સલાહ આપી શકતો નથી." વિદ્યાનિધિએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"તો શું એ અભાગિનીનો ઉદ્ધાર કરવાનો કોઈ ઉપાય જ નથી?" પંકજે અત્યંત દુઃખભર્યા અવાજે પૂછ્યું.

"ઉત્તરક્રિયાપ્રસંગે આપણા સમાજના અનેક પ્રતિષ્ઠિત લોકો આવશે, દેશના વિદ્વાનો પણ ભેળા થશે; ત્યારે એ બધાની સમક્ષ આ વાત રજૂ કરતાં એની સ્પષ્ટ ચોખવટ થઈ જશે." બહુ જ વિચાર કરીને વિદ્યાનિધિએ ઉપદેશ આપ્યો: "કદાચ શાસ્ત્ર-સંમત પ્રાયશ્ચિત્ત કરવાથી તથા થોડોક સામાજિક દંડ આપવાથી આ પ્રશ્નનો ઉકેલ આવી જાય."

પરંતુ વિદ્યાનિધિની આ સલાહ પંકજના ગળે ન ઊતરી. સૌ લોકોની સમક્ષ આ બાબત મૂકવામાં અને સામાજિક દંડ દેવામાં એને સ્વમાન હણાતું લાગ્યું—લજ્જા લાગી, અને એથી તો તે એ વિષેની

ચર્ચા જ કરવી છોડી દઈને ઉદાસ મનથી પિતાની ઉત્તરક્રિયા કરવાને તૈયાર થયો. એ પ્રસંગે કંઈક જરૂરી કાર્યવશાત્ એને કેટલાક માણસોને સાથે લઈને કલકત્તે જવું પડ્યું.

બે વર્ષના લાંબા ગાળા પછી કલકત્તા આવતાં પંકજ પોતાના સ્ત્રી-બાળકને જોવા-મળવાની ઇચ્છાને કોઈ રીતે રોકી શકયો નહિ. એક દિવસ એ સ્ત્રી-પુત્રને નજરે નિહાળવાને માટે ઇરાદાપૂર્વક બહાર નીકળી પડયો, પરંતુ થોડેક દૂર જતાં જ શરમના માર્યા એના પગ આગળ ઉપડતા થંભી જતાં અટકી પડયો. તેમ છતાં જેમ તેમ કરીને એ એક મકાનના દરવાજા સુધી પહોંચ્યો અને અપરાધીની જેમ એણે બારણું ખટખટાવ્યું. થોડી વાર પછી એક અપરિચિત વ્યક્તિ બારણું ઉઘાડીને બહાર આવી. પંકજે પૂછતાં એણે કહ્યું કે રમેશ ઘોષ નામનો કોઈ પણ માણસ અહીં રહેતો નથી.

પંકજ નિરાશ થઈને પોતાના ઉતારા પર પાછો ફર્યો.

એક દિવસ અચાનક પંકજ અને વિમલનો રસ્તામાં ભેટો થઈ ગયો. વિમલે એની ક્ષેમકુશળતા પૂછી, પણ સુરમા અને એના પુત્ર સંબંધી કોઈ ચર્ચા જ કરી નહિ. કદાચ એની સાથે એ બન્નેની વાત ન કરવામાં પંકજ ઉપરની ઘૃણા એક કારણરૂપ હતી. પંકજે પણ પોતાના સ્ત્રી-પુત્રના સમાચાર પૂછવાની હિંમત કરી નહિ.

*

પાંચ છ દિવસમાં કલકત્તાનું કામકાજ આટોપી લઈને પંકજ પોતાના સાથીઓ સાથે ઘેર પાછો આવ્યો. ઘેર આવ્યા પછી એ સ્ત્રી-પુત્રને માટે રાતદિવસ ચિંતાગ્રસ્ત રહેવા લાગ્યો. સ્વામીની એવી ચિંતાગ્રસ્ત દશા જોઈને ઇન્દુ પણ ભારે ચિંતામાં પડી.

"મારી આટલી વાત માનો; એ બન્નેને અહીં લઇ આવો." એક દિવસ ઈન્દુએ સ્વામીનો હાથ ઝાલીને કોમળ સ્વરે કહ્યું.

"લઈ આવું તો ખરો, પણ એ પછી શું થશે એનો કંઇ વિચાર કર્યો?" પંકજે ઊંડો નિસાસો નાખીને ઉત્તર આપ્યો.

"થવાનું તે વળી શું હતું?" ઈન્દુ બોલી, "તમે અહીંના જમીનદાર છો; તમારી પાસે પૈસા કે માણસનો કંઈ તોટો નથી; તમારી વિરુદ્ધ સમાજનો એક પણ માણસ સામો રહેવાનું સાહસ કરી શકશે નહિ."

"એ બરોબર છે, પણ પૈસા અને માણસના જોરથી સમાજમાં અન્યાયને આશ્રય આપવો એ શું પાપ નથી?"

"પરણેલી સ્ત્રીને તેમ જ પોતાના જ શરીરથી ઉત્પન્ન થયેલા પુત્રને કોઈ પણ પ્રકારના અપરાધ વિના ત્યજી દેવો તે એના કરતાં પણ મોટું પાપ છે."

"અપરાધ વિના કેમ ઇન્દુ? એ અપરાધી તો છે જ."

"એમનો કોઇ અપરાધ નથી. એમણે એવું અનુચિત કાર્ય કર્યું નથી કે જેને માટે આવો કઠોર દંડ એમને કરી શકાય. જો સાચું જ પૂછતા હો તો આ બાબતમાં તમે જ ખરા ગુન્હેગાર—મહાન અપરાધી છો. આગળપાછળનો વિચાર કર્યા વિના લગ્ન કર્યાં એ જ તમે ઉચિત કર્યું નથી."

ઇન્દુના ઉત્તરથી શરમાઈ જઇને પંકજે માથું નીચું નમાવી દીધું.

"એ સિવાય સમાજ એના ઉપર જે આરોપ મૂકે છે એનો કોઈ પુરાવો છે? એ અપરાધ સાચો છે કે ખોટો એનું પ્રમાણ જ ક્યાં છે?" ઇન્દુએ પાછી દલીલ કરી.

"પણ બાપુજી એવું ખોટું લાંછન લગાડે એવા કદી ન હતા."

"એવા ન હતા એમ હું પણ માનું છું, પરંતુ એમણે કદી યે જાતતપાસ કરી નથી; કેવળ લોકોના મોઢેથી સાંભળેલી વાત જ એમણે માની લીધી હતી. જે લોકોએ એમને એ વાત કહી હતી એ શું કદાપિ ખોટું બોલે નહિ? સંભવ છે કે લોકોએ કોઇ સ્વાર્થવશ થઇ ખરી ખોટી વાત કહી નાખી હોય."

ઇન્દુની આ વાત સાંભળીને પંકજ ગહન વિચારમાં પડી ગયો.

"વળી શું વિચારમાં પડી ગયા?" ઇન્દુએ પૂછ્યું.

"હું વિચાર કરૂં છું કે તારું અનુમાન સત્ય પણ હોઇ શકે, સંભવ છે કે એ અપવાદ ખોટો જ હોય."

"જો મારૂં કહેવું—મારૂં અનુમાન સાચું ઠરે તો મને તમે ઇનામ આપશો ને?" ઇન્દુએ હસતાં હસતાં કહ્યું.

"જરૂર આપીશ; ઇનામમાં તારી શોક્યને લાવીને તારા માથા પર બેસાડીશ."

"એની કંઇ ફિકર નહિ." કહી ઇન્દુ ખડખડાટ હસી પડી.

"મને એ કબૂલ છે." ઇન્દુ પાછી બોલી.

"પરંતુ એક વાત પૂછું છું, ઇન્દુ! એ બન્નેને અહીં બોલાવી તેડાવવાને તું આટલો બધો આગ્રહ શા માટે કરી રહી છે?"

"આગ્રહ કરી રહી છું ફક્ત તમારા માટે. પરિણિત સ્ત્રીને ત્યજી દેવી એ શું ઘોર પાપ નથી? સ્ત્રીનો શાપ અત્યંત ભયંકર હોય છે. હું શોક્યનું સાલ સહન કરીશ, પણ તમને એ મહાપાપમાં બંધાયેલા કદી પણ નહિ રહેવા દઉં."

પંકજ પ્રશંસાભરી દૃષ્ટિથી ઇન્દુના ચહેરા સામે જોવા લાગ્યો; અને એના મોઢામાંથી અસ્ફુટ શબ્દો સરી પડયા:

"ધન્ય છે નારી—હૃદયની ઉચ્ચતાને!"



"આજે તમે બહાર જશો ભાઈ?" રસોડામાંથી બહાર નીકળીને સુરમાએ રમેશને પૂછ્યું.

"બહાર જવાને તો તૈયાર થયો છું, સુરમા! સાત દહાડા ઘરમાં રહ્યો તો ચૌદ રૂપિયાનું નુકસાન થયું."

"બિમારીમાં નુકસાન ન થાય? સાત દહાડા પછી તો તમે આજે મોઢામાં અનાજનો કોળીઓ મૂકયો છે. આજનો એક વધુ દિવસ આરામ લ્યો, ભાઈ."

"પગાર ન કપાતો હોત તો હજીયે બે દિવસ આરામ લેત. આ શું સરકારી નોકરી છે કે ઘેર બેઠાં પગાર મળે?"

"જ્યાં સુધી તમે બહાર રહો છો ત્યાં સુધી હું તો ભાઈ, ભગવાનની માળા જ ફેરવ્યા કરૂં છું. તમને આવતાં થોડી પણ વાર લાગે છે તો મારો જીવ ફફડવા લાગે છે, મનમાં જાતજાતના સારાનરસા વિચારો આવે છે અને કંઈ કંઈ ચિંતાઓ થવા માંડે છે."

"વારૂ. સુરમા, ધાર કે કોઈ દિવસ કામકાજને લીધે રોકાઈ જવું પડે અને મારાથી ઘેર ન અવાય તો?" રમેશે હસતાં હસતાં પૂછ્યું.

"તો તો હું ફિકરમાં ને ફિકરમાં મરી જ જાઉં."

"અને જો કોઈ દિવસ તારા મનની એ ફિકર સાચી પડે તો?"

રમેશના આ શબ્દો સુરમાના શરીરમાં શૂળીની જેમ ભોંકાયા. એ શંકાશીલ બનીને મોટે સાદે બોલી :

"જુઓ ભાઈ, આવી વાત ફરીને જો કરી તો તમારી વાત..."

આટલા શબ્દો બોલતાં બોલતાં તો સુરમાનું ગળું કોઈ અજ્ઞાત ભયથી રૂંધાઈ ગયું. એના હૃદયનો ભાવ સમજી જઈને એને હિંમત આપતાં રમેશ બોલ્યો :

" એમાં ભયભીત થવા જેવી કોઈ વાત નથી, સુરમા ! હું તો મજાકમાં તારૂં સાહસ—તારી ધીરજ પારખતો હતો. આ કામને તું જેટલું ભયાવહ સમજે છે, એ ખરી રીતે એટલું ભયકારક નથી. પહેલ પહેલાં તો મને પણ બહુ બહુ ડર તો હતો, પણ હવે જરાય ડર નથી લાગતો. હવે કોઈ પણ જાતની શંકા રાખ્યા વગર હું ગાડી ચલાવ્યે રાખું છું."

" પણ જરા સાવધાનીથી ગાડી ચલાવ્યા કરજો, ભાઈ ! અકસ્માત થતાં કેટલી વાર લાગે !"

" નસીબમાં દુઃખ ભોગવવાનું લખ્યું હશે તો ગમે એટલી સાવધાની રાખીશ તોય કંઈ કામ નહિ આવે."

" આજે બહાર જવાની જરૂર નથી, ભાઈ ! તમે ઘેર જ રહો."

" તને બીક લાગે છે ?"

" બીક નહિ પણ આજે ઘણા દિવસે તમે પેટમાં અન્ન નાખ્યું છે—બહુજ કમજોર થઇ ગયા છો એટલે..."

" એવા ખોટા ખ્યાલ કરવા છોડી દે—નકામી ચિંતા ન કર, સુરમા ! મગજમાં નકામા વિચારો લાવ્યા કરવાથી તને પોતાને જ નુકસાન થશે. હું કંઈ એટલો બધો દુબળો કે કમજોર થઇ ગયો નથી કે તારે મારી ચિંતા કરવી પડે. આવતા મહિને મારો પગાર વધવાનો છે અને જો હું વધુ દિવસ ગેરહાજર રહીશ તો મને એ વધારો મળતાં અટકી જશે."

પોતાની આર્થિક સ્થિતિ ગંભીર હતી એ સુરમાના ખ્યાલ બહાર રહ્યું નહિ અને એથી એ ભાઇનું કહેવું સાંભળીને એક અક્ષર પણ વધુ બોલી નહિ. એ ચૂપચાપ ભાઇની સામે જોતી ઊભી રહી.

રમેશ પણ વધુ વાતચીતમાં ઊતર્યા વિના બહાર ચાલ્યો ગયો. સુરમા મનમાં ને મનમાં ભાઇના રક્ષણ માટે મહામાયા મહાકાલીનું સ્મરણ કરવા લાગી.

એ દિવસે ઘેરથી નીકળીને રસ્તે જતાં જતાં રમેશના મનમાં પણ ભારે ચિંતા થવા લાગી. એના મનમાં એવા પણ વિચાર આવવા લાગ્યા કે 'કદાચ એમ પણ કેમ ન બને કે સુરમાની શંકા સાચી પડે! એમ થાય તો બિચારી સુરમા રખડી રવડી પડે: એ શોકમાં સુરમાને આશ્વાસન આપનાર પણ કોઇ નહિ હોય! પ્રભુ! સુરમા અને એના બાળકની ખાતર પણ મારી રક્ષા કરો!"

આવા આવા અનેક તર્ક–વિતર્ક કરતો કરતો રમેશ મોટર ગેરેજ પર જઇ પહોંચ્યો. એણે ઝડપથી પોતાની ગાડી ઠીક કરી લીધી અને ઉતાવળથી એ ગાડી હંકારી લઇને બહાર નીકળી પડયો.

એ દિવસે મોટર ચલાવતાં એને ભારે ભય લાગવા માંડયો. બહુ જ સાવધાનીથી એ મોટર ચલાવવા લાગ્યો. એક જગ્યાએ શંકા લાગતાં એણે મોટરને એકદમ રોકી દીધી.

"ડ્રાઇવર, કેમ ગાડી અચાનક રોકી દીધી?" મોટરમાં બેઠેલ ઉતારૂએ રમેશને પૂછ્યું.

"એકદમ ન રોકી હોત તો સામેનો માણસ ગાડી નીચે આવીને કચરાઈ ગયો હોત."

"તું નવો ડ્રાઇવર હોય એમ લાગે છે." મોટરમાં બેઠેલ ઉતારૂ નારાજ થઇને બોલ્યો, "જે રીતે તું ગાડી ચલાવે છે એ રીતે તો મને લાગે છે કે બાલીગંજ બે કલાકે પહોંચાશે."

રમેશે ઉતારૂની ટીકાથી શરમાઈને ગાડીની ગતિની ઝડપ વધારી દીધી.

"ગઈ—એ...ગઈ—ગઈ!" રસ્તા પર જતા આવતા લોકોએ એકાએક આર્ત અવાજે બૂમ મારીને ભારે કોલાહલ કરી મૂકયો.

રમેશે ચોંકી જઈને જોયું તો ગાડીની સામે ત્રણ ચાર હાથ દૂર એક ડોશી રસ્તો ઓળંગી રહી હતી. ગાડી લગભગ એના અંગ ઉપર જ ધસી રહી હતી. રમેશે ગાડી રોકવા માટે એકદમ બ્રેક પર હાથ અજમાવ્યો, પરન્તુ જમણા હાથ પર એક સાહેબની મોટર ભારે ઝડપથી નજીક આવી પહોંચી હતી. ગાડી રોકવા જતાં એ મોટર સાથે પોતાની મોટર અથડાઈ જવાનો અને ન રોકતાં રસ્તા પર પસાર થતી ડોશી કચરાઈ જવાનો સંભવ એને સહજમાં સમજાયો. આ મુશ્કેલ ધર્મસંકટમાં રમેશ ક્ષણભર દિગ્મૂઢ થઈ ગયો, પરંતુ તુરત જ એણે પોતાનું કર્તવ્ય નક્કી કરી લઈ ગાડીની બ્રેક મારી દીધી. બરોબર આ જ વખતે સાહેબની ગાડીએ આવીને એની ગાડીને જબ્બર-જસ્ત ટક્કર લગાવી. પરિણામે રમેશ પોતાની ગાડીમાંથી ઘાસનો પૂળો ફેંકાય એમ ફેંકાઈ જઈને આઠ દસ હાથ દૂર જઈ પડયો.

એ ઘટના પછી રમેશની એવી દશા થઈ જેવી કે પ્રાણીમાત્રની થયાં કરે છે. એને ઇસ્પિતાલમાં લઈ જવામાં આવ્યો. જે સાહેબની ગાડીની ટક્કરથી રમેશ જખ્મી થયો હતો એ સાહેબ બહુ જ દયાળુ હતો. દરરોજ રમેશની તબિયત જોવાને તેમ જ એની ખબરઅબર મેળવવાને એ ઇસ્પિતાલમાં જતો અને એની સાથે પ્રેમભરી વાતચીત કરતો. સાહેબની એના પર એટલી બધી કૃપા થઇ ગઇ હતી કે રમેશને ઇસ્પિતાલમાં અનેક પ્રકારનાં સુખ—સગવડો મળવા લાગ્યાં હતાં. એ સાહેબનું નામ મિ. સેન્ડર્સન હતું.



●

બે ત્રણ દિવસ કેવી રીતે પસાર થયા એ તો એક સુરમા અને બીજો ઈશ્વર જ જાણે છે.

એ દિવસે રમેશના આવવાનો સમય થઇ ગયો હતો છતાં એ ઘેર આવ્યો જ નહિ; એટલે સુરમાની ચિંતાનો પાર ન રહ્યો. કોઇ કોઇ દિવસ રમેશ મોડો આવતો હતો, પરંતુ આટલું મોડું તો એને કદી પણ થતું ન હતું. હમેશાં એ સાત વાગે તો ઘેર આવી જતો, કદી કદી સાડાસાત પણ વાગી જતા; પરંતુ આજ તો સાડાઆઠ પણ વાગી ગયા હતા.

સુરમાનું મગજ વિચાર–વમળમાં અટવાવા લાગ્યું. અનેક સારા નરસા વિચારો એના મગજમાં ઘોળાવા લાગ્યા:

“ભાઇની તબિયત પણ સારી નથી. સાત સાત દહાડા નકોરડા કર્યા છતાં હજી આજે જ એણે અનાજનો કોળીઓ મોઢામાં મૂકયો છે. સંભવ છે કે એની તબિયત વધુ ખરાબ થઈ ગઇ હશે. પરંતુ જો તબિયત ખરાબ જ થઇ ગઇ હોય તો એણે વળી વધુ વહેલા ઘેર આવી જવું જોઇતું હતું. ત્યારે શું કોઇ સંકટના સપાટામાં આવી ગયો હશે? નહિ–નહિ, ભગવાન એવું ન કરે. કદાચ એમ પણ બનવા જોગ છે કે કોઇ કામમાં–અગત્યના કામમાં રોકાઇ જવાને લીધે એને ઘેર આવતાં મોડું થઇ ગયું હશે; કદાચ મોટર લઇને એ કયાંક દૂર ચાલ્યો ગયો હશે.

પરંતુ આ તો નવ પણ વાગી ગયા. ઘેર પાછા આવવાની તો ક્યારની ય વખત થઇ ગઇ છે, આજે જો ભાઇ એક વાર ઘેર આવી જાય તો હું એને આવી નોકરી કદાપિ પણ કરવા નહિ દઉં. કલકત્તા જેવા મોટા શહેરમાં શું બીજી કોઇ નોકરી જ નથી? પરંતુ જો કોઇ નોકરી ન મળી તો? ન મળી તો જહન્નમમાં ગઇ! ભગવાન જેવો મોટો ધણી છે. ભાઇ આ બધુંય દુઃખ ફક્ત મારા ખાતર જ સહન કરી રહ્યો છે. એ એના પોતાના માટે આટલી ચિંતા કદી પણ ન કરે—જો હું ન હોત તો આ મકાનનું ભાડું પણ એ આટલું ન ભરત. એકલા રહીને એ મહિના દહાડે દસ પંદર રૂપિયા દઇને કોઈ વીશીમાં જમત અને સુખે રહેત: હું ન હોત તો એને આટલું કષ્ટ કદાપિ સહન કરવું પડત નહિ. હે રામ! શું અમારે જિંદગીભર આવા પ્રકારની આપત્તિઓ જ સહન કરવાની છે...!"

આ પ્રમાણે પોતાની દયાપાત્ર દશાપર વિચાર કરતાં કરતાં સુરમાની આંખોમાં આંસુ આવી ગયાં.

મકાનના ઉપલા માળ પર રહેતા એક બીજા ભાડુતની ઘડિયાળમાં ટન ટન કરતા દસ ટકોરા વાગ્યા. પણ હજુયે રમેશ આવ્યો નહિ! સુરમાની વ્યગ્રતાની માત્રા એકદમ વધી ગઇ.

"ગમે તેમ કહો પણ જરૂર આજે એ કોઈ મહામુશ્કેલીમાં આવી પડયો લાગે છે." સુરમા પાછી તર્ક–વિતર્ક કરવા લાગી, "અને જો ખરેખર એમ જ થયું હશે તો હું કેવી રીતે જીવી શકીશ? બાબાને લઈને હું ક્યાં જઇશ? મુઠ્ઠીભર અન્ન માટે હું કોના બારણે જઇને ઊભી રહીશ? નહિ—નહિ, પરમાત્મા કંઇ એટલો બધો નિર્દય નથી! એ કદી પણ રાત ઉપર રાત પાડે જ નહિ—દુઃખ ઉપર એટલું ભારે દુઃખ કદાપિ દઈ શકે જ નહિ."

આખરે સુરમાએ ઈશ્વરનું શરણ શોધ્યું.

બાબો આઠ વાગ્યા સુધી તો જાગતો હતો. જ્યારે એનો મામો

આવ્યો નહિ ત્યારે રસ્તા તરફ લાંબો સાદ કરીને મામાને બોલાવતો બોલાવતો થાકી જઇને અંતે એ સૂઈ ગયો. સુરમા એને પથારીમાં સુવાડીને એની પડખે જ બેસી રહી અને અનેક જાતના વિચારો કરવા લાગી. અગિયાર વાગ્યા પછી એણે રમેશનું જમવાનું ઢાંકી રાખ્યું. એ બારણે જઇને ઊભી રહી અને રસ્તા પર દૂર સુધી નજર ફેંકીને ભાઇના આવવાની વાટ જોવા લાગી.

ધીરે ધીરે એક વાગી ગયો. કલકત્તાની વિશાળ સડકો પર સૂન-કાર છવાઈ ગયો. રહી રહીને એક પછી એક ગાડીઓનો અવાજ, તો એકાદ બે માણસોના પગરખાંનો ખખડાટ થતો સંભળાતો હતો. આવો અવાજ કાને અથડાતાં જ સુરમા ઉત્સુક આંખોએ રસ્તા પર નજર નાખીને જોવા લાગતી, પણ દરેક વખતે એને નિરાશ જ થવું પડતું હતું.

આ પ્રમાણે થોડી વાર પડખે થઈને, થોડી વાર બેસી રહીને અને થોડી વાર બારણાની સામે ટગરટગર જોઇ રહીને સુરમાએ આખી રાત મહામુશ્કેલીએ પસાર કરી.

બીજે દિવસે ત્રણ વાગ્યાની લગભગ જ્યારે મૅડિકલ કૉલેજનો પટાવાળો ઘેર આવીને ખબર આપી ગયો કે રમેશ મોટર અકસ્માતથી ઘવાઇને મૅડિકલ કૉલેજના અકસ્માત–વિભાગના સાતમા ખંડમાં પડયો છે ત્યારે તો સુરમા કારમી વેદના અનુભવીને ચીસ પાડી ઊઠી અને પછાડ ખાઇને જમીન પર પટકાઇ પડી. એની એ ચીસ સાંભળીને મકા-નમાં રહેતી સ્ત્રીઓ સત્વર દોડી આવી અને એને સાંત્વના આપવા લાગી.



૮

સેન્ડર્સન સાહેબ ઇસ્પિતાલમાં હંમેશાં રમેશને જોવા માટે એક વાર પણ આવ્યા વગર રહેતા ન હતા. આજે રમેશ પહેલાંના કરતાં બહુ જ સારો હતો. બિછાના પર લાંબા થઇને પડી રહી એ અનેક પ્રકારના વિચારો કરી રહ્યો હતો.

"કેમ છો બાબુ ?" નિયમ મુજબ ઇસ્પિતાલમાં આવીને સેન્ડર્સને રમેશની ખબરઅંતર પૂછી.

રમેશના વિચારો એકાએક ઊડી ગયા. એણે સાહેબની સામે ચમકીને જોયું અને સલામ કરી.

"સારું છે." કહી એ ધીરે ધીરે ઊઠીને બિછાના પર બેઠો.

"હજી તમે ઊઠીને ઊભા થઈ નથી શકતા એમ જણાય છે." સાહેબે રમેશની નજીક જઇને પૂછ્યું.

"થઇ શકું છું, પરંતુ હમણાં ઇસ્પિતાલના ડૉકટરે મને એમ કરવાની મનાઈ કરી છે."

"મનાઇ કરી છે, પણ મારું ધારવું છે કે હવે તમને ઊભા થવામાં વધુ વાર નહિ લાગે."

"ડૉકટરનું પણ કહેવું છે કે એક અઠવાડિયામાં ઇસ્પિતાલમાંથી રજા મળી જશે."

"અહીંથી છૂટીને ઘેર ગયા પછી તમે શું કામ કરશો ?"

"નોકરી."

" કઇ નોકરી ?"

" પહેલાં કરતો હતો એ જ—મોટરડ્રાઇવરની."

" તમારા જેવા સાહસિક અને સહૃદયી માણસે એવી નોકરી કરવી ન જોઇએ."

" પણ ત્યારે શું કરવું ? એ નોકરી—એ કામ જ મારા જીવનનિર્વાહનો એકમાત્ર આધાર છે."

" બીજું કોઇ કામ કરવાથી પણ જીવનનિર્વાહ કરી શકાય છે."

" પણ જો બીજી કોઇ નોકરી મળી હોત તો હું આ નોકરી કદી પણ કરત નહિ."

" તમે અભ્યાસ ક્યાં સુધી કર્યો છે તે મને જણાવશો ?"

" મેં બીજા વર્ગમાં એફ. એ. પાસ કરી છે."

" ત્યારે તો તમે 'અંડરગ્રેજ્યુએટ' છો." સાહેબે પ્રસન્ન થઇને કહ્યું, " તમારા જેવા સુશિક્ષિત યુવકને માટે નોકરીની શી ચિંતા ?"

" ચિંતા કેમ નહિ ? સાત સાત મહિના સુધી સતત તપાસ કરવા છતાં ય જ્યારે કોઈ પણ નોકરી ન મળી ત્યારે જ મારે લાચાર થઇને નછૂટકે આ નોકરી લેવી પડી છે."

" સાત સાત મહિના સુધી તપાસ કરવા છતાં પણ તમને નોકરી ન મળી શકી ? ખરેખર આશ્ચર્યની વાત છે ! તમે કોઈ બીજી સારી નોકરી કરશો ?"

" જો મળશે તો બહુ જ ખુશીથી કરીશ."

" કેટલા રૂપિયામાં તમારો જીવન-નિર્વાહ ચાલી શકે ?"

" અહીં મને સાઠ રૂપિયા પગાર મળે છે; એટલાથી જેમ તેમ મારું ગુજરાન ચાલે છે."

"ઠીક છે. હું તમને માસિક એંશી રૂપિયા આપીશ. બરોબર છે ને?"

રમેશે કૃતજ્ઞતા દર્શાવતા અવાજે સાહેબનો ઉપકાર માન્યો

"તમે જેટલા દિવસ હોસ્પિતાલમાં રહેશો એટલા દિવસનો તમને પગાર મળશે, કેમ?" સાહેબે પાછું પૂછ્યું.

"નહિ. અમારી આ નોકરીનો એક એવો નિયમ છે કે જેટલા દિવસ કામ કર્યું હોય તેટલા જ દિવસનો પગાર મળે."

"એ નિયમ અયોગ્ય છે. મને આશ્ચર્ય થાય છે કે તમે ભણેલા—ગણેલા માણસ થઇને આવા કામની નોકરી કરો છો શા માટે?" આના જવાબમાં રમેશે સાહેબને પોતાની હાલત ટૂંકમાં પણ સવિસ્તર કહી બતાવી.

"તમારા જેવા સુશિક્ષિત અને સાહસિક યુવક પર જો હું જરા જેટલોય ઉપકાર કરી શકીશ તો હું મારી જાતને ખરેખર અહોભાગ્ય માનીશ."

રમેશના દુ:ખની કહાણી સાંભળી કંપી જઇને સાહેબે પોતાના હૃદયનું દુ:ખ દર્શાવ્યું અને કહ્યું, "તમે સાંભળ્યું હશે કે તમારા માલિકે મારા ઉપર મોટરને અકસ્માતથી થયેલી નુકસાની માટે આઠસો રૂપિયા મેળવવાનો દાવો માંડયો હતો. પણ મેં તો અઢીસો રૂપિયા આપીને એ મામલો પતાવી દીધો છે. હવે તમને થયેલ નુકસાની માટે મારે શું આપવાનું છે એ હું જાણવા માગું છું."

"મારી નુકસાનીના બદલા માટે તો આપે ઘણું કર્યું છે."

"શું કર્યું છે?"

"મારી સારવારનો આવો સારો બંદોબસ્ત કર્યો છે."

"એ તો માણસમાત્રની ફરજ છે. એથી કંઈ તમને થયેલા નુકસાનનો બદલો મળી જતો નથી."

"પણ હું તો એને પૂરતો બદલો ગણું છું."

"તમારી એ ગણાતી સમજ હોય તો પણ હું અન્યાય કરી શકું નહિ. આ સમયે નુકસાનીના બદલા તરીકે હું તમને બસો રૂપિયા આપવા માગું છું. એટલા રૂપિયા લઈને તમે મને જવાબદારીમાંથી મુક્ત કરશો ?"

અત્યારની આર્થિક કટોકટીના વખતે બસો રૂપિયાની રકમ રમેશને માટે કેટલી અધિક કિંમતી હતી એ એનાથી અજાણ્યું ન હતું. લગભગ એક મહિનાથી એનો પગાર બંધ હતો, મકાનનું ભાડું પણ એક મહિનાનું ચઢેલું આપવું બાકી હતું અને સુરમા પણ પાડોશી ભાડુતોની દયા ઉપર—એમની પાસેથી ઉછીના પાછીના કરીને પોતાના દિવસો જેમ તેમ કરીને પસાર કરી રહી હતી, એ વાત પણ રમેશની ધ્યાન બહાર ન હતી. પરંતુ એ સઘળું જાણવા છતાં સાહેબની મહાનતા ઉપર એ એટલો બધો મુગ્ધ થઈ ગયો હતો કે સાહેબ પાસેથી નુકસાનીના બદલા તરીકે બસો રૂપિયા લેવા એ એને ઉચિત લાગ્યું નહિ.

"હું ગરીબ છું, છતાં એટલો નીચ—હલકા સ્વભાવનો નથી કે આપના જેવા સહૃદયી અને ઉપકારી પુરુષ પાસેથી હું નુકસાનીના નામે બદલાના રૂપિયા લઉં." ઉદારતા માટે સાહેબનો ઉપકાર માનીને રમેશે પોતાના મનોમંથનની વાત સ્પષ્ટ શબ્દોમાં સાહેબને કહી સંભળાવી.

સાહેબે પણ રમેશના ઉચ્ચ વિચાર માટે મનમાં ને મનમાં પ્રશંસા કરી.

"પણ જો તમે મને એક ભાઈ સમજતા હો તો મને દુઃખી ભાઈને મદદ કરવાથી વંચિત ન રાખો." સાહેબે આપવા માંડેલી રકમ સ્વીકારવાનો આગ્રહ કરતાં વિવેક અને માનવતાભર્યા શબ્દો ઉચ્ચાર્યા. "મને આશા છે કે એમ કરતાં તમે મને અટકાવશો નહિ; નહિતર મને બહુ દુઃખ થશે."

સાહેબના મોઢેથી ઉપલી વાત સાંભળીને રમેશ એમણે આપવા માંડેલી રકમનો અસ્વીકાર કરી શક્યો નહિ. એ પછી સાહેબ બસો રૂપિયા અને પોતાના નામઠામ તથા શિરનામાનું કાર્ડ રમેશને આપીને ત્યાંથી ચાલ્યો ગયો.

રમેશ ચૂપચાપ બેસી રહીને સાહેબની મહાનતા ઉપર વિચાર કરવા લાગ્યો.

"હવે તો તમે તદ્દન સારા થઇ ગયા છો; ફક્ત સહેજ નબળાઇ જણાય છે. જો તમે ઇચ્છતા હો તો હવે બે ત્રણ દિવસમાં જ તમારે ઘેર જઇ શકો છો." ડૉકટરે આવીને રમેશને જણાવ્યું.

આ સાંભળી રમેશ બહુ રાજી થયો. પોતાના ભાણેજને જોવા માટે એ વ્યાકુળ થઇ રહ્યો હતો. ઘણા દિવસથી એણે એને તેડયો ન હતો–રમાડયો ન હતો એ બાબત એને ખૂબ લાગી આવતું હતું. બાબો પણ રમેશને માટે હંમેશાં રડયાં કરતો હતો. હવે 'ઘેર જવામાં કંઇ વાંધો નથી' એવો નિર્ણય કરી ડૉકટરને ઇસ્પિતાલમાંથી રજા આપવા રમેશે વિનંતિ પણ કરી. ડૉકટરે બે દિવસ પછી રજા આપવાનું એને વચન આપ્યું.

બે દિવસ તો જોતજોતામાં પસાર થઇ ગયા, અને રમેશે ઇસ્પિતાલ-માંથી ઘેર જવાની રજા લીધી.



૯

સુરમાનો લાડકવાયો લાલ—નાનો બાબો આજકાલ બિમાર છે. સુરમા એથી ઘોર વિપત્તિમાં આવી પડી છે. શરૂઆતમાં તો બાબાનો તાવ સાવ સામાન્ય જ હતો. આખી યે રાત તાવ ચડેલો રહ્યો, પણ સવારે તો બિલકુલ ઊતરી ગયો. એથી સુરમાની ચિંતા દૂર થઇ. બાબો આખો દિવસ રમતો ખેલતો રહ્યો, પણ સાંજે પાછો સહેજ તાવ ચડયો અને પાછલી રાતના ઊતરી પણ ગયો.

આમ બે દિવસ રહ્યું; પરંતુ ત્રીજા દિવસે તો જોરથી તાવ આવ્યો. તાવના પ્રકોપથી બાબો રહી રહીને વારે ઘડીએ ચમકી જતો હતો. આ પરિસ્થિતિ જોઇ સુરમા ભયભીત બની ગઇ. દરરોજ તાવ ચડતો જોઈ સુરમા ગાઢ વિચારમાં પડી ગઇ. ડૉકટરને બોલાવી લાવે એવું પણ ઘરમાં કોઇ હતું નહિ; વળી ડૉકટરને ઘેર તેડી લાવવાની શી તેમજ દવા લાવવાને ઘરમાં રાતી પાઇ પણ નહોતી. બાબાને ખોળામાં લઇને સુરમા અનેક પ્રકારના સારા નરસા વિચારો કરવા લાગી.

રાત્રે નવ વાગે તો બાબાની હાલત વિશેષ બગડી ગઇ. એણે જોત-જોતામાં આંખો ફેરવી નાખી, ડોક વાંકી વાળી દીધી અને એના દાંત પણ બીડાઇ ગયા. સુરમાથી આર્ત સ્વરે મોટેથી બૂમ પડાઇ ગઇ. ઉપરના માળ પર રહેતા ભાડૂતો એ કારમી ચીસ સાંભળીને સુરમા પાસે દોડતા આવી પહોંચ્યા. બાબાની ગંભીર હાલત જોઇને એક બે જણ તો ડૉકટરને બોલાવી લાવવાને ઉતાવળે દોડી ગયા.

ડૉક્ટરે આવીને બાબાને ઝીણવટથી તપાસ્યો. "ભય રાખવાનું કંઇ કારણ નથી; બાળકને મગજ ઉપર તાવની ગરમી ચડી જવાથી મૂર્ચ્છા આવી ગઇ હતી." કહીને ડૉક્ટરે સુરમાને આશ્વાસન આપ્યું

ડૉક્ટરના ઉપચારથી બાબાની મૂર્ચ્છા વળી ગઇ અને થોડી વારમાં જ એને વળતાં પાણી થતાં જણાયાં.

સુરમાની પાસે માત્ર–મૂડીમાં ફક્ત બે જ રૂપિયા હતા. એ એણે ડૉક્ટરને ઘેર આવવાની ફીના આપી દીધા. ડૉક્ટર તાવની દવા લખી આપીને ચાલ્યો ગયો. ઉપરના માળ પર રહેતી એક ભલી સ્ત્રી પાસેથી રૂપિયો ઉછીનો લઇને સુરમાએ બાબા માટે ડૉક્ટરે લખી આપેલી દવા પણ મંગાવી.

આ ફેરફાર થોડો વખત જ ચાલુ રહ્યો અને પાછો બાબાને જોરથી તાવ ચડયો. એની બન્ને આંખો લાલ થઇ ગઇ, શ્વાસોચ્છ્વાસની ગતિ પણ તીવ્ર થઇ ગઇ. સુરમા ફરી પાછી ભયભીત થઇ. એ ઉપરના માળ પર રહેતી એક આધેડ ઉંમરની સ્ત્રીને બોલાવી લાવી. એ સ્ત્રીએ દૂર ઉભા રહીને જ બાબાની હાલત જોતાં કહ્યું:

"હાલત તો બહુ ખરાબ લાગે છે. જો તું આને બચાવવા માગતી હોય તો કોઇ સારા ડૉક્ટરને બોલાવ. આ બિમારી કોઇ સામાન્ય ડૉક્ટરના ઉપચારથી મટે એમ લાગતું નથી. ગંગુલી બાબુ સારા ડૉક્ટર છે. એ આઠ રૂપિયા ફી લે છે. ગઇ સાલ ગંગુલી બાબુએ જ મારી નાની દીકરીને આવા જ રોગથી બચાવી હતી. એક મહિના સુધી તો એમને અમારે ત્યાં આવવું જવું પડયું હતું. અમારે બસો રૂપિયા એમને આપવા પડયા હતા. પૈસા તો ખર્ચવા પડયા, પણ દિકરી બિચારી બચી ગઇ. તું પણ એમને બોલાવ, બેટા! બીજા ડૉક્ટરનું આમાં કંઇ કામ નથી! જોતી નથી કે બાબાની બિમારી કેટલી વધી ગઇ છે."

એ સ્ત્રીની વાત સાંભળીને તો સુરમા થરથર કંપવા લાગી; અને મનમાં ને મનમાં વિચારવા લાગી:

"હાય, મારી પાસે તો હવે રાતી પાઇ પણ નથી; તો એ ડાકટરની ફીના આઠ રૂપિયા તે હું ક્યાંથી લાવી આપું? રૂપિયાની જોગવાઈ ન થાય તો શું મારો બાબો નહિ બચે?"

આ વિચારે સુરમાને ગાંડી બનાવી દીધી. એ કળી શકી નહિ કે હવે શું થશે? પેલી સ્ત્રી તરેહ તરેહની વાતો કહીને સુરમાને વધુ ભયભીત કરી રહી હતી. પરંતુ થોડી વાર પછી જ એ ઉપર ચાલી ગઈ. સુરમા ચૂપચાપ બેસીને સાડીના છેડા વડે આંસુ લૂછવા લાગી અને દીન થઈને ઇશ્વરને અરજ પર અરજ કરવા લાગી.

પરંતુ એ લાંબો વખત આમ સ્થિર રહી શકી નહિ. એણે ઊભી થઈને પોતાની પેટી ખોલી. હાથ ફેરવતાં પેટીમાંથી એને એક બેઆની મળી. એ સિવાય પંકજે આપેલી પેલી વિંટી પણ મળી. સુરમાની દૃઢ પ્રતિજ્ઞા હતી કે એ વિંટી બીજાના હાથમાં પોતે કદાપિ નહિ આપે. પરંતુ આજે એને એ પ્રતિજ્ઞા તોડવી પડી. ઘણી વાર સુધી એ વિંટી હાથમાં લઈને એ વિચારતી રહી. આખરે એણે નક્કી કર્યું કે પહેલો બાબો અને પછી વિંટી. બાબાના જાનના મુકાબલે વિંટીની કેંમત કંઈજ નથી.

આ પ્રકારના એક વિચાર પર આવી એ ઝડપથી ઉપરના માળે ગઈ અને વિંટી વેચી દેવા માટે પેલી આધેડ ઉંમરની સ્ત્રીના દીકરાને કહ્યું. એનો દીકરો તો એમ કરવાને રાજી થઈ ગયો; પણ પેલી સ્ત્રીએ પોતાના દીકરાને એમ કરતાં અટકાવ્યો અને કહ્યું:

"નહિ દીકરા, બીજાની ચીજ વેચવી કે લેવી એ સારૂં નથી. મારા વચ્ચેટ ભાઇનો દીકરો સુરેશ એક વાર પોતાના એક મિત્રની ઘડિયાળ વેચવા જતાં ચોરીના તહોમતસર પકડાઇ ગયો હતો. આખરે એણે પોતાની પાસેથી એકસો રૂપિયા પોલીસને લાંચ આપીને પોતાનો

જાન બચાવ્યો હતો. કોઇની કોઇ પણ ચીજ ક્યાંથી આવી છે એ કોઇ શું જાણે ? ”

માતાએ મનાઇ કરવાથી છોકરાએ સુરમાની વિંટી વેચવાની હિંમત કરી નહિ. સુરમાનો આ એક આખરી ઉપાય પણ નકામો ગયો. એ રોતી કકળતી નીચે જઇ બાબા પાસે બેઠી અને દુઃખદ સ્વરે બાબાને બોલાવવા લાગીઃ

“ બેટા ! બાબા ! ઓ મારા વહાલા લાલ ! જરા તો તારી આ દુઃખી મા સામે જો, ભાઈ ! ”

માતાના કાતર સ્વરે બાળકના સંજ્ઞાહીન શરીરમાં પણ એક વાર ચેતનનો સંચાર કર્યો. એણે એક વાર આંખ ઉઘાડીને માના મોઢા સામે જોયું અને પાછી આંખ મીંચી દીધી. સુરમા પથ્થરની મૂર્તિની જેમ સ્થિરભાવે એની સામે એકીટશે જોતી બેસી જ રહી.

સુરમા પાછી વિચારના વમળે ચઢી. એ મનમાં ને મનમાં પાછી વિચાર કરવા લાગીઃ

“ ભાઇને બાબાની બિમારીના સમાચાર આપવા ઠીક છે કે નહિ ? પરંતુ એને એ સમાચાર આપવાથી ફાયદો પણ શું છે ? એ તો હજી ઇસ્પિતાલમાં પડયો છે, એનામાં તો ઊઠીને ઉભા થવાની શક્તિ પણ નથી. બાબાની બિમારીના સમાચાર મળશે તોપણ એ બિચારો કરશે શું ? એથી તો એ કેવળ વિશેષ વ્યગ્ર બનશે—અધિક કાતર બનશે તો એનો રોગ પણ વધશે અને એથી તો ઉપાધિમાં વળી ઑર વધારો થશે. ત્યારે મારે કરવું શું ?

“ ત્યારે એમને સમાચાર ન આપી શકું ? પરંતુ એમને સમાચાર આપવા એ તો સાવ નકામું છે, આટલા દિવસ એમણે અમારો ભાવ પણ પૂછયો છે ? એક વાર પણ પોતાની પત્નીની—અરે મારી વાત તો જવા દો પણ પોતાના પુત્રનીય—ખબરઅબર એમણે કાઢી કે કઢાવી છે? અરે દીકરા જેવા દીકરાનું મોં જોવા આવવા માટે પણ એક આંટો

ખાધો છે ? આવી દશામાં શું તેઓ બાબાની બિમારીના સમાચાર મળ્યા પછી પણ એની સેવાચાકરી કે દવાદારૂ માટે કોઈ બંદોબસ્ત કરશે ? એમને અમારી ક્યાં પડી છે ? પરંતુ એમ કર્યા વિના મારો બાબો જીવી પણ શકશે ? એ મારા ઉપર ગમે એટલા નારાજ હોય તો પણ આખરે બાબો તો એમનો જ દીકરો છે ને ! એના ઉપર તો એમને અનુકંપા ઉપજવી જ જોઈએ. લાગણી નહિ હોય તોપણ લાગણી બતાવવી જ પડશે. હે પરમાત્મા ! એમને સદ્બુદ્ધિ આપ ! પરંતુ એમને સમાચાર આપવા કોણ જશે ? જો કોઈ જવાને તૈયાર થાય અને જાય પણ ખરું, તો પણ એ જાય અને આવે ત્યાં સુધી મારો બાબો જીવતો રહેશે ? ”

સુરમાની પાસે એવો એક પણ દરદાગીનો ન હતો કે જે વેચી સાટીને પણ એ ડૉક્ટરને બોલાવી શકે. હા, દરદાગીનામાં કેવળ હાથ પર પહેરેલી સોનાની બે બંગડીઓ હતી. એ જો વેચાઈ જાય તો સુરમાના હાથ વૈધવ્યસૂચક થઈ જાય તેમ હતું. એ પણ એક મુશ્કેલી હતી કે બંગડી વિનાના હાથે એ પછી ક્યાંય બહાર જઈ શકે નહિ. વળી એ હાથમાં એટલી સજ્જડ બેઠેલી હતી કે એને કાપી નાખ્યા વગર એ નીકળી શકે એમ પણ ન હતી, એટલે એને કાપીને હાથમાંથી કાઢે પણ કોણ

કોઈ ઉપાય સૂઝ્યો નહિ. બસ, એક માત્ર ઉપાય ઈશ્વર જ છે— ભગવાનની કૃપા–દયા વિના પોતાને કે પોતાના પ્રાણસમા પુત્રને કોઈ પણ બચાવવાને શક્તિમાન નથી એવી સુરમાને આખરે પ્રતીતિ થઈ.

‘ હે ભગવાન ! હે પ્રભુ ! હે અનાથના નાથ ! તું મારા પર દયા કર ! મારા કોટી અપરાધોની ક્ષમા આપીને પણ સામે જો અને મારા બાબાના પ્રાણની રક્ષા કર ! એને બચાવ ! મારો પ્રાણ લઈને પણ મારા આ પ્રાણથીયે અધિક પુત્રને પ્રાણદાન દે ! ! ”

સુરમાએ અત્યંત દીન સ્વરે ઇશ્વરની આરાધના કરી—અંતઃકરણ-પૂર્વક ઇશ્વરને અરજ ગુજારી.

સુરમાની છાતી દુઃખથી ફાટી રહી હતી. એ બન્ને હાથ વડે મોં ઢાંકીને ડૂસકાં ભરતી રૂંધાયેલા અવાજે રોવા લાગી.

*

**સાં**જ પડી અને પેલી ભલી સ્ત્રી કપડાં ધોવાને નળ પર જવા ઉપરના માળ પરથી નીચે ઊતરી અને સુરમાને બોલાવીને પૂછવા લાગીઃ

"કેમ દીકરી, રસોઇ નથી બનાવી? કંઇ ખાધુંપીધું કે?"

"કંઇ કર્યું નથી."

"આખો દિવસ એમ જ રહી છું? મને કેમ ન કહ્યું? હું શું તને એક ટંક જમાડી પણ ન શકત? રામરામ!"

"પણ મને જમવાની જરા પણ રુચિ કે ઇચ્છા જ નથી, મા!"

"એમ થાય બહેન!" પેલી ભલી સ્ત્રીએ ગંભીર ભાવે ડોકું હલાવી કહ્યું: "દીકરા જેવો દીકરો આટલો બધો બિમાર હોય ત્યાં ખાવા પીવાની તે ક્યાંથી રુચિ કે ઇચ્છા થાય? મારી દીકરીની માંદગીમાં મેં ત્રણ દિવસ અને ત્રણ રાત મોઢામાં પાણીનું ટીપું પણ નહોતું લીધું, પણ બહેન, કેવળ ચૂપચાપ બેસી રહેવાથી કંઈ વળવાનું નથી. ડૉકટરને બોલાવ અને દવા કર. તારી પાસે હમણાં કંઈ ન હોય તો મારા જેવાને કહેવું જોઈએ. ભાઈને પણ ઇસ્પિતાલમાં ખબર કહેવરાવ. આમ બેસી રહેવાથી કંઈ કામ સરે કે? તું તે કેવી છે બહેન? જો મારો દીકરો હોત તો મેં અત્યાર સુધીમાં કંઈ ને કંઈ કરી નાખ્યું હોત."

આમ બોલતી બોલતી એ નળ પર કપડાં ધોવા ચાલી ગઈ.

સુરમા માંદા બાબાના મોં સામે જોતી હતાશ થઈને બેસી રહી. પરંતુ—

## નિર્બળ કે બળ રામ !

ધીરે ધીરે સર્વત્ર અંધકાર છવાઈ ગયો. સુરમાને અંધારી ઘોર ઓરડીમાં બીક લાગવા માંડી. દિવસ તો ગમે એમ વીતી ગયો, પણ હવે રાત કેમ જશે? કોણ જાણે હવે શું થશે? હે પ્રભુ! શું તું પણ કોઈ ઉપાય કરવાને અસમર્થ છે? શું મનુષ્યની જેમ તું પણ નિષ્ઠુર—નિર્દય છે?"

*

"રમેશ! રમેશ, ઘરમાં છે કે?"

આ અવાજની સાથેસાથ બારણાનું કડું ખખડાવ્યાનો અવાજ પણ સુરમાના કાને અથડાયો; અને એ પળવારમાં તો એના મગજમાં અનેક વિચારો વીજળીના વેગે પસાર થઈ ગયા. "કોણ બૂમ પાડે છે? અરે, આ તો મારા વિમલભાઈના જેવો જ અવાજ લાગે છે! ધન્ય છે દીનાનાથ! તું કદીયે નિર્દય કે નિષ્ઠુર નથી! તારી દયા ખરેખર અસીમ છે!"

એ ઝડપભેર ઊઠીને ઊભી થઈ અને ગાંડાની માફક દોડીને બારણા પાસે ગઈ. બારણું ખોલતાં જ એ આશ્ચર્યસહિત ભયભીત થઈ ગઈ. 'વિમલભાઈ તો જરૂર છે, પણ એની પાછળ વળી આ કોણ ઊભું છે?' એ બીજી વ્યક્તિને ઝીણી નજરે જોતાં જ એણે ઓળખી કાઢી. એના આનંદની સીમા ન રહી. એનું આખુંયે શરીર કંપી ઊઠયું. એનું માથું ચક્કર ચક્કર ઘૂમવા લાગ્યું.

એ બન્ને હાથે બારણું પકડીને જમીન પર ફસડાઈ પડતી બચી ગઈ.

"કેમ, તબિયત સારી છે ને?" વિમલે સુરમાને ખબર અંતર પૂછી, "મહામહેનતે આને હું અહીંઆં પકડી લાવ્યો છું. રમેશ ક્યાં છે?"

"ભાઇ તો એક મહિનાથી ઇસ્પિતાલમાં છે." બારણાની આડમાં ઊભી રહીને સુરમાએ ઉત્તર આપ્યો.

"ઇસ્પિતાલમાં? શું કહે છે? એને વળી શું થયું છે?" વિમલે ચકિત થઇ સુરમાને પૂછ્યું.

સુરમાએ સર્વ હકીકત ટૂંકમાં કહી સંભળાવી.

"બહુ જ દુઃખની વાત છે." વિમલે દિલગીરી દર્શાવી, "મને મુદ્દલે ખબર જ નથી. ખબર પણ ક્યાંથી પડે? હું છેલ્લા બે મહિનાથી તો બહારગામ હતો. હજી ગઇ કાલે જ કલકત્તા આવ્યો છું. એક કન્ટ્રાકટ લઇને રાણીગંજ ગયો હતો એટલે અહીં આવવાનું ક્યાંથી બને? પણ રાણીગંજનો પ્રવાસ મને ફળી ગયો છે. ત્યાં મને પંકજ મળી ગયો. ત્યાં એ સહકુટુંબ હવાફેર કરવા આવ્યો હતો. મેં વિચાર કર્યો કે એને હવે એમ ને એમ છોડી દેવો ઠીક નથી. એથી તો હું એને પકડીને મારી સાથે જ તેડતો આવ્યો છું. વારૂ, પહેલાં મને એ તો કહે કે બાબો ક્યાં છે? એની તબિયત કેમ છે?"

"એ તો ગંભીર બિમાર છે. એનો રોગ અસાધ્ય છે, વિમલભાઇ!" સુરમાએ રડતાં રડતાં ઉત્તર આપ્યો, "એના બચવાની કોઇ આશા જણાતી નથી."

"હેં! હેં! શું કહે છે? એ નહિ બચે? ચાલ ચાલ, મને એને જોવા દે......"

સુરમાની સાથે વિમલ એ અર્ધઅંધારી ઓરડીમાં ગયો. પંકજ પણ એક અપરાધીની જેમ એની પાછળ પાછળ ગયો. એની છાતી જોરથી થડકી રહી હતી.

બાબાની હાલત જોઈને વિમલે પંકજની સામે જોયું. પંકજથી એનો એ દૃષ્ટિપાત સહન કરી શકાયો નહિ અને એનો જરાક વિરોધ પણ કરી શકાયો નહિ.

"શાબાશ પંકજ બાબુ!" વિમલની વાગ્ધારા વછૂટવા માંડી, "સેકંડ ક્લાસનો ડબ્બો રિઝર્વ કરાવીને તમે મોટા માણસ બની પ્રવાસો ખેડી રહ્યા છો અને અહીં તો તમારો એકનો એક પુત્ર દવાદારૂના અભાવે ભયંકર બિમારીના બિછાને પડયો છે! આમ કેમ ન બને? તમે તો સુશિક્ષિત જમીનદાર બાબુ છો ને!"

વિમલના આ તિરસ્કારપૂર્ણ શબ્દો પંકજને શૂળ જેવા ભોંકાયા, પણ એ એક પણ અક્ષર ઉચ્ચારી શકયો નહિ. શરમથી એણે એકદમ માથું નીચું કરી નાખ્યું.

વિમલ વિશેષ કંઈ બોલ્યાચાલ્યા સિવાય ડૉકટરને બોલાવવા જવા રવાના થઈ ગયો.

આટલા દિવસે મુલાકાત થઈ પરંતુ પતિ કે પત્નીના મોઢામાંથી એક પણ શબ્દ ન નીકળ્યો. સુરમા ચૂપચાપ બાબાની પડખે બેસી રહી અને પંકજ મૌનભાવે ઊભો રહીને પોતાના કર્તુક પર મનમાં ને મનમાં ધિક્કાર વર્ષાવી રહ્યો હતો.

ઘણી વાર પછી સુરમા ધીરેથી ઊઠીને ખસતી ખસતી સ્વામીના ચરણમાં જઈ પડી. એ પછી એણે એક નાની માચી લાવીને કંપતા અવાજે કહ્યું:

"ઊભા કેમ છો? આના પર બેસો."

સજા પામેલો કેદી જેમ કંઈ પણ બોલ્યાચાલ્યા સિવાય અમલદારની આજ્ઞાનું પાલન કરે છે તેમ પંકજે પણ સુરમાની વિનંતિનું પાલન કર્યું.

ડૉકટરે આવી દવાનો પ્રબન્ધ કર્યો, પરંતુ દૃઢતાપૂર્વક આશ્વાસન

આપ્યું નહિ—બાબાના બચાવની ખાતરી આપી નહિ. વિમલે પોતાની પાસેથી ડૉક્ટરને ફીના રૂપિયા આપી દીધા.

"તમારે ઉતારા પર જવું છે?" પંકજને વિમલે પૂછયું.

"હા. ત્યાં બીજું કોઈ નથી, વિમલ!" અત્યંત સંકોચાતો હોય તેમ પંકજે ધીરા સાદે ઉત્તર આપ્યો.

"તો તમે ઘણી ખુશીથી જઈ શકો છો. મારે તો આજે અહીં જ રહેવું પડશે."

પંકજ થોડી વાર બેઠો. એ પછી કાલે પાછા આવવાનું કહીને એ સંકોચાતો સંકોચાતો ચાલ્યો ગયો.

એને જતો જોઈ વિમલ ભવાં ચડાવીને બોલ્યો:

"પંકજ મનુષ્ય નહિ પણ શિંગડાં અને પૂંછડા વગરનો પશુ છે—પશુ!"



## ૧૦

"કેમ લાગે છે વિમલભાઈ?"

"કંઈ સમજાતું નથી બહેન!" ઘણી વાર સુધી બિમાર બાબાની નાડી હાથમાં લઈને તપાસતા વિમલે ઉદાસ થઇ ઉત્તર આપ્યો.

"ત્યારે શું મારો બાબો નહિ બચે?" સુરમાએ ભયભીત બનીને પૂછ્યું.

"તું તો હજી ગાંડી જ રહી, બહેન!" વિમલે ઠપકારૂપે આશ્વાસન આપવા માંડ્યું, "જીવવા કે મરવાની વાત એક ભગવાન સિવાય બીજું કોણ કહેવાને સમર્થ છે? પણ હા, એટલું તો જરૂર કહેવું જોઇએ કે જો પહેલાંથી સારી સેવા–ચાકરી અને દવા દારૂ કરવામાં આવ્યાં હોત તો આટલી હદ સુધી દર્દ વધ્યું ન હોત."

"પાસે રાતી પાઇ પણ ન હતી ત્યાં પછી દવા દારૂ તો કેવી રીતે થઇ શકે, ભાઇ?" સુરમાએ ઊંડો નિસાસો નાખીને પોતાની નિઃસહાયતા વ્યક્ત કરી.

"તારી પાસે રાતી પાઇ પણ નથી? રમેશ એનો પગાર ક્યાં નાખે છે?"

"એનો એટલો તે કયો મોટો પગાર છે? મહિને દહાડે ફક્ત સાઠ રૂપિયા મળે છે. ઘરભાડું, અનાજ–દુણી અને કપડાંલત્તાંમાં એટલી રકમ તો ખર્ચાઇ જાય છે. એ સિવાય એ વચ્ચે માંદો પડી ગયો

હતો. નોકરી પરથી ગેરહાજર રહે એટલા દિવસનો પગાર પણ એને ક્યાં મળે છે ?"

"તારૂં મોઢું જોતાં મને લાગે છે કે આજે તેં કાંઈ ખાધું પીધું નથી." બાબાની બગલમાં થરમામિટર મૂકતાં વિમલે સુરમાને પૂછ્યું.

"ના," નીચું માથું રાખીને સુરમાએ ધીમા સાદે ઉત્તર આપ્યો.

"કેમ ? બાળક બિમાર થાય તો ખાવા–પીવાનું પણ તજી દેવાય કે ? ખાધા–પીધા વગર કેટલા દિવસ રહીશ ?"

સુરમા ચૂપ રહી.

"મેં પણ કંઈ ખાધું નથી. મારે માટે તો કંઇક ખાવાનું બનાવ ! ઉઠ, જા, જલદી કર." વિમલે કહ્યું.

પરંતુ સુરમા ઊઠી જ નહિ.

"આમ બેસી રહીશ કે ?" વિમલે વ્યગ્ર થઇ ફરીવાર કહ્યું, "તને તો જાણે ખાવા–પીવાની કંઇ જરૂર નહિ હોય, પણ મારે તો જરૂર છે. મારે માટે તો તારે બનાવવું જ પડશે."

સુરમાએ આસ્તે રહીને માથું ઊંચું કરી દયાર્દ્ર નેત્રે એક વાર વિમલની સામે જોયું.

"તમને ભૂખ લાગી હોય તો ઘેર જઇને જમી આવો, ભાઈ !" પાછા માથું નીચું કરી દઇને–આંખમાંથી આંસુ વહાવતાં વહાવતાં સુરમાએ કહ્યું.

"અત્યારે રાત બહુ વીતી ગઈ છે; એટલે દૂર હું જમવા માટે નહિ જાઉં." "વિમલે કહ્યું : "કેમ, તું ઊઠીને થોડુંક ખાવાનું બનાવી નહિ શકે ?"

"જરૂર બનાવી શકું, પણ..."

"પણ શું ? ઘરમાં કંઈ સામાન નથી ?" સુરમાના ચહેરા સામે એકીટશે જોતા વિમલે પૂછ્યું.

"ગઇ કાલથી જ કંઇ નથી." કહી સુરમા ડૂસકાં ભરતી રડવા લાગી.

"હું કેવો જડ જેવો મૂર્ખ છું કે અત્યાર સુધી કંઇ સમજી શકયો જ નહિ!"

આટલું બોલી વિમલે દાંત પીસી બાબાની બગલમાં રાખેલું થરમામિટર લઇ લીધું અને દીવા પાસે જઇને જોવા માંડયું.

"અત્યારે કેટલો તાવ છે, ભાઇ?" સુરમાએ વ્યગ્ર થઇ પૂછ્યું.

"એકસો ને ત્રણ ડિગ્રી."

"પહેલાં તો પાંચ ડિગ્રી હતો. હવે તાવ ઊતરતો લાગે છે." આશાભર્યા અવાજે સુરમા બોલી.

"પણ બહુ ધીરે ધીરે ઊતરે છે." ભવાં સંકોચી વિમલ બોલ્યો.

"ધીરે ધીરે ઊતરે એ સારું કે ખરાબ?" સુરમાએ શંકા કરતાં પૂછ્યું.

વિમલ એનો કોઇ ઉત્તર આપ્યા સિવાય થરમામિટરને યોગ્ય સ્થળે મૂકવા ઊઠયો.

"તું બેસ, મારે એક વાર ડૉકટરની પાસે જ જવું પડશે." વિમલે પાછું કહ્યું.

"વળી પાછા ડૉકટર પાસે શા માટે જવું પડે છે? શું હાલત ખરાબ છે?" ભયભીત બની સુરમાએ પૂછ્યું.

વિમલ ઉઠીને ઊભો થઈ ગયો.

"હાલત તો ઘણી ખરાબ છે. થોડી જ સારી કહેવાય, પણ ગભરાવાની કંઇ જરૂર નથી; હું હમણાં જ આવું છું."

આટલું કહી વિમલ ઝડપથી બહાર ચાલ્યો ગયો.

સુરમા ભયભીત બનીને બાબાનું મોં જોવા લાગી અને ગંભીરતાથી વિચારવા લાગી:

"કદાચ બાબો ન બચ્યો તો? આટલું દુઃખ વેઠતાં છતાં પણ હું એનું મોં જોઈને સંતોષ માનતી હતી. શું પરમાત્મા મને આટલી સંતોષ આપતી વસ્તુ પણ મારી પાસેથી છીનવી લેશે? તો તો મારૂં જીવવું પણ ખારૂં ઝેર—વ્યર્થ બની જશે. આ શું? હથેળી અને તાળવું બરફની જેમ આટલું બધું ઠંડું કેમ પડી ગયું? શું તાવ ઊતરી જાય છે? પણ તાવ ઊતરી જતો હોય તો બાબો આ પ્રમાણે બેશુદ્ધ ન રહી શકે. બેટા! બાબા!! માથા પર આટલો પરસેવો કેમ વળે છે? આટલો બધો પરસેવો તે કોઈના શરીરમાં રહેતો હશે? કોઈને આટલો પરસેવો વળતો હશે? ત્યારે આ શું હશે? પ્રભુ! મારા લાલનું રક્ષણ કરો! ઈશ્વર! તું અનાથનો નાથ કહેવાય છે! હું અનાથ છું, તું જ હવે રક્ષણ કર, પ્રભુ!"

સુરમાએ એકાએક ચીસ પાડીને બાબાને છાતી સરસો ચાંપી લીધો. એની આંખોમાંથી શ્રાવણ—ભાદરવાની હેલીની જેમ આંસુ વહેવા લાગ્યાં.

*

એકાએક એક ગાડી પૂરઝડપથી દોડતી આવીને સુરમાના મકાનના દરવાજા સામે અટકી ગઈ. ક્ષણવારમાં જ એક પાતળી—દુબળી યુવતી વીજળીવેગે ઓરડીમાં દાખલ થઈ અને સુરમાના ખોળામાંથી બાબાને લઈને પોતાના ખોળામાં લઈ લીધો.

"ગભરાવાનું કંઈ કારણ નથી, બહેન! હવે હું આવી ગઈ છું!" એ નવી આવેલી નારીએ મધુર સ્વરે સુરમાને આશ્વાસન આપતાં કહ્યું.

"આ સ્ત્રી કોણ છે? એ તે દેવ છે કે માનવી? વ્યથિતાની દીન પ્રાર્થનાથી દયાર્દ્ર બનીને આ આવેલ શું કોઈ ભયહારિણી છે? શું એ મને અભય કરવા આવેલ છે?"

ક્ષણભરમાં આ વિચારો સુરમાના અસ્વસ્થ મગજમાં વીજળીવેગે

આવી ગયા. એ ચકિત થઇને એ અપરિચિત ઓરતની સામે આંખો ફાડીને જોતી રહી.

"તમે આશ્ચર્યમાં કેમ પડી ગયાં બહેન? તમે મને ન ઓળખી?" સુરમાને વિસ્મય પામતી જોઇને એ યુવતીએ હસતાં કોમળ અવાજે કહ્યું.

"ના." સુરમાએ વિશેષ વિસ્મિત થઈને ઉત્તર આપ્યો, "તમે કોણ છો?"

"હું–હું તમારી શોકય છું!"

આ શબ્દો સાંભળતાં જ સુરમા કંપી ગઈ.

"ખોટી વાત! તમે મારાં શોકય નહિ પણ કોઈ દેવી છો!" સુરમાના મોંમાંથી શબ્દો સરી પડયા.

પંકજ પણ ધીરે ધીરે ઓરડીમાં આવ્યો.

"જુઓ છો ને, બહેને મને મનુષ્યમાંથી એકાએક દેવીના સ્થાન પર બેસાડી દીધી છે!" પંકજની સામે નજર કરીને ઇન્દુ બોલી: "પણ જો સાક્ષાત્ દેવી જ આવી પહોંચી હશે તો બાબાનું દર્દ પણ હમણાં જ ચાલ્યું જશે. વારૂ બહેન, આ દેવી–શોકયની સાથે તમે એક જ ઘરમાં રહી શકશો?"

ક્ષણભર પહેલાં જ જે અંધારી ઓરડીમાં સંકટ અને દુઃખની કારમી સ્તબ્ધતાથી ભયંકર ભીષણતા છવાઇ રહી હતી ત્યાં ઇન્દુમતીનું આગમન થતાં જ આનંદની છોળો ઉછળવા લાગી.

"મા!" બાબાએ આંખો મીંચેલી રાખીને જ ક્ષીણ સ્વરે એકાએક બૂમ મારી.

"બોલ ભાઇ! કેમ છે?" બાબાના મોં પર પોતાનું મોં રાખીને ઇન્દુએ સ્નેહભીના સ્વરે ઉત્તર આપ્યો.

આ સમયે જ વિમલ ડૉક્ટરને તેડીને આવી પહોંચ્યો. ઇન્દુ અને પંકજને ત્યાં બેઠેલાં જોઇને એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

"મારા મોઢેથી બાબાની બિમાર હાલતના સમાચાર સાંભળતાં જ ઇન્દુ કોઈ પણ પ્રકારે ઉતારા પર રહેવાને રાજી ન રહી, વિમલ ! ગાડી બોલાવીને એ તો એકલી જ અહીંઆં આવવાને તૈયાર થઈ ગઇ; એટલે મારે પણ એની સાથે જ આવવું પડ્યું !" પંકજે પોતાની હાજરી વિષે યોગ્ય ખુલાસો કર્યો.

"તો તો તારે એમને અહીં પહોંચાડી દઈને ઉતારા પર પાછા જવું જોઈતું હતું ! આ નાની–અંધારી ઓરડીમાં રહેવાથી તને ભારે તકલીફ નહિ પડે ?" વિમલે તિરસ્કારભરી વ્યંગ વાણી ઉચ્ચારી.

વિમલનો વ્યંગ પંકજને મૌન ધારણ કરીને જ સહન કરવો પડ્યો.

ડૉક્ટરે બાબાને આડોઅવળો ફેરવીને તપાસ્યો.

"આશ્ચર્યજનક ફેરફાર થયો છે, વિમલ બાબુ !" ડૉક્ટરે બાબાને તપાસી પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો, "આપે જે શોચનીય અને ભયભરી હાલતની વાત કહી હતી, એ હાલતમાં તો મેં એને પહેલાં જોયો હતો. પરંતુ હમણાં હું જોઉં છું કે હવે સારો સુધારો થઈ ગયો છે. બસ, હવે ભય રાખવાનું કોઈ કારણ નથી."

ડૉક્ટર વિઝીટ ફીના રૂપિયા ખિસ્સામાં સેરવી દઈ ચાલ્યા ગયા.

"બહેને કંઈ ખોટું નથી કહ્યું કે હું મનુષ્ય છું કે દેવ ! હવે તો તમારી સમજમાં આવ્યું ને ?" ડૉક્ટરના ચાલ્યા ગયા પછી ઇન્દુએ પંકજને ઉદ્દેશી કહ્યું.

"હું તો પહેલાંથી જ એ જાણું છું, ઇન્દુ ! કોઇ દેવી સિવાય કોઈ પણ આવી અને આટલી ઉદારતા દાખવી શકે નહિ." પંકજે ઉત્તર આપ્યો.

"તો પછી હવે આજથી દેવી જે કોઇ હુકમ કરે એ તમારે માનવો જ પડશે. ખબરદાર ! જો એ હુકમ વિરુદ્ધ કોઇ કામ કર્યું તો !" ઇન્દુએ ખડખડાટ હસીને પંકજને કહ્યું.



# ૧૧

ધીરે ધીરે એક જ મહિનામાં બાબો સાજો થઈ ગયો. એના નખમાંયે રોગ ન રહ્યો એટલે ઇન્દુએ એને એ મકાનમાં રહેવા ન દીધો. કલકત્તા આવ્યા પછી પોતે જે મકાન ભાડે રાખ્યું હતું ત્યાં એને એ લઇ ગઇ. સુરમાને પણ એમની સાથે જવું પડ્યું. રમેશ પણ ઇસ્પિતાલમાંથી ઘેર આવી ગયો હતો. ઇન્દુએ એને પણ ત્યાં રહેવા ન દીધો. એનું શરીર અત્યંત દુબળું થઈ ગયું હતું. એથી એકલા રહેવું ઠીક નથી એવાં અનેક કારણો બતાવી ઇન્દુ રમેશને પરાણે પોતાની સાથે જ રહેવાને લઈ ગઇ.

વિમલે આ સમય દરમિયાન રમેશના પિતામહ પર મુકાયેલા કહેવાતા કલંક સંબંધમાં જાતે તપાસ કરી. એણે અનેક પ્રતિષ્ઠિત કાયસ્થ કુટુંબોની મુલાકાત લીધી. પરિણામે એના જાણવામાં આવ્યું કે રમેશના પિતામહ હરિહર ફરિદપુર જીલ્લાના નહિ પરંતુ નદિયા જીલ્લાના મૂળ રહીશ હતા અને એમનું વંશપરંપરાનું ગામ ઉસની નહિ પરંતુ હરિશ્ચંદ્ર હતું. હરિહરે પોતાના ગામની નજીકમાં જ આવેલા મસિનાપુર ગામના રહીશ ભુવનેશ્વર બાબુની પુત્રી સાથે લગ્ન કર્યાં હતાં અને એ લગ્નથી એ રમેશના પિતા યોગેન્દ્રના પિતા બન્યા હતા. હરિશ્ચંદ્ર ગામમાં આજે પણ એમના કુટુંબનાં અનેક માણસો હયાત છે; એટલું જ નહિ પરંતુ એમની સાથે આજે પણ એમનો ખાવા–પીવાનો તથા સ્નાન–સૂતકનો સંબંધ ચાલુ છે. એ વાત તદ્દન ગલત છે કે હરિહર કોઈ એક વિધવા બ્રાહ્મણીને નસાડી

લાવીને કલકત્તે ભાગી આવ્યા હતા. સ્ટીમર પરના સાહેબ લોકોને ખાધા ખોરાકીની ચીજો પૂરી પાડવાનો કોન્ટ્રાકટ લઇને એમણે પોતાની આર્થિક સ્થિતિ ખૂબ જ સુધારી હતી. એ સમયે એ સ્ત્રી–બાળકને સાથે લઇને કલકત્તે આવ્યા હતા. કલકત્તા આવ્યા તે પહેલાં જ દેશમાં યોગેન્દ્રનો જન્મ થયો હતો. કલકત્તા આવ્યા પછી હરિહરને ત્યાં બે પુત્રીઓ જન્મી હતી. એ બે પૈકી મોટી પુત્રી જગતતારિણીનાં લગ્ન વડાલ ગામના મનોહરના પુત્ર બિપિનની સાથે કર્યાં હતાં. જગતતારિણીનું અવસાન થયાને હજી થોડાં જ વર્ષ થયાં હતાં. એનો પુત્ર આજે પણ હયાત છે અને સમાજમાં સારું પ્રતિષ્ઠિત સ્થાન ધરાવે છે. આ બધી હકીકત અને વાતચીત પરથી એ સૂચિત થાય છે કે પહેલાં સાંભળેલી વાતો બિલકુલ નિરાધાર–જુઠ્ઠી અને ઇર્ષ્યાથી ભરેલી હતી.

વિમલની વાત પર પંકજને પૂર્ણ વિશ્વાસ બેઠો. વિમલે એ પણ સ્પષ્ટતાથી જણાવી દીધું કે 'જો કોઇને મારી વાત પર વિશ્વાસ બેસતો ન હોય તો એ ભલે મારી સાથે આવીને બધીયે વાતની જાતતપાસ કરે. હું ખાતરીપૂર્વક જણાવું છું કે હું એવા કોઇ પણ માણસને મારી વાત પર પૂરેપૂરો વિશ્વાસ બેસાડી શકીશ.'

સુરમા નિષ્કલંક થઈ જવાથી પંકજ પ્રસન્ન તો જરૂર થયો, પણ એની એ પ્રસન્નતામાં એક એવી ચિંતા ઘૂસી ગઈ કે એનું હૃદય ચોવીસે કલાક અત્યંત ઉદાસ રહેવા લાગ્યું. એ ચિંતા બીજી કંઇ જ નહિ, પણ એ હતી કે હવે સુરમાને પોતાથી અલગ રાખવી તેને અનુચિત લાગ્યું. એ પરિસ્થિતિમાં બે સ્ત્રીઓ સાથે જીવન વ્યતીત કરવું બહુ જ દુઃખદાયક છે. એમાં જરા પણ સંદેહ ન હતો કે ઇન્દુનો સ્વભાવ જોતાં દુઃખની આશંકા લાવી શકાય એમ ન હતું; પરંતુ સુરમાનો સ્વભાવ ઇન્દુને અનુકૂળ રહેશે કે કેમ એ કોણ કહી શકે? જો બન્નેમાં પ્રેમભાવ ન રહ્યો તો? ભવિષ્યની અશાંતિના ભયથી પંકજ કંઇક ગભરાઇ ગયો.

પરંતુ ઇન્દુને જરા જેટલીય ચિંતા ન હતી. એ તો નિશ્ચય કરી

ચૂકી હતી કે પોતાની શોકય અને શોકયના પુત્રને છોડીને ઘેર કદાપિ પાછી નહિ જાય. એ રમેશના મોઢેથી સુરમાના દુઃખ–દીનતાની વાત સાંભળીને રોઇ પડી હતી. એણે સુરમાને પણ કહ્યું :

" કેમ બહેન, તારા પર બાબાની ખાતર આટલી બધી આફતો આવી છતાં ય તેં મને કંઈ ખબર પણ ન કરી ? શું હું કોઈ પારકી છું ? જો તમે મને એમ સમજતાં હો તો ભલે, પણ એ તો કોઈ બીજા ન હતા ને ? "

એના ઉત્તરમાં સુરમાએ મૌનભાવે પોતાનાં ભવાં સંકોચ્યાં. ઇન્દુ એનો એ ભાવ જરા પણ સમજી શકી નહિ. એને સુરમાની બુદ્ધિહીનતા માટે ભારે આશ્ચર્ય સાથે ખેદ થયો.

આ બુદ્ધિહીનતા સિવાય સુરમાની બીજી પણ અનેક વાતોએ ઇન્દુને આશ્ચર્યચકિત કરી નાખી હતી, એક જ ઘરમાં ચોવીસે કલાક સાથે રહેવા છતાં પણ સુરમાને એક વાર પણ સ્વામીની સાથે વાતચીત કરતી એણે જોઈ નહિ. વાતચીત કરવી તો દૂર રહી પણ સ્વામીની સામે ઊભા રહેવાને પણ સુરમા ઇચ્છતી ન હોય એમ એને જણાયા વગર રહ્યું નહિ. ભોગજોગે જો એના ઓરડામાં પંકજ આવી જતો તો એ કોઇ ને કોઇ કામનું બહાનું કાઢીને એ ઓરડામાંથી બહાર નીકળી જતી; અને જો કોઇ રીતે બહાર નીકળી જવાનો મોકો ન જ મળતો તો એ ચૂપચાપ એવું મોઢું કરીને ગંભીરતા પ્રદર્શિત કરતી હતી કે એના ચહેરાનો ભાવ જોઇને ઇન્દુ આશ્ચર્યમાં ગરકાવ થઇ જતી. પંકજના બહાર ચાલ્યા ગયા પછી જ એ બોલતી હતી–એના જીવમાં જીવ આવતો હતો.

આમ લગભગ હંમેશાં બનતું જોઇને એક દિવસ ઇન્દુએ હિંમત કરી સુરમાને પૂછ્યું:

" કેમ બહેન, એમને જોતાંમાં જ તમે એટલાં બધાં ગંભીર શા માટે થઇ જાઓ છો ?"

"એમાં તે વળી ગંભીરતા કેવી? હું તો એવું કંઈ જાણતી નથી." સુરમાએ ઉપેક્ષા દાખવતાં ઉત્તર આપ્યો.

"પણ આટલા દિવસથી આપણે સાથે રહીએ છીએ એમાં એકે ય દિવસ મેં તમને એમની સાથે વાતચીત કરતાં તો જોયાં જ નથી!"

"વાતચીત કરવાની ખાસ જરૂર જ પડતી નથી એટલે તો હું નથી કરતી."

"સ્વામીની સાથે શું ફક્ત જરૂર પડે તો જ વાતચીત કરાતી હશે? જુઓને બહેન, હું તો કંઈ જરૂર ન હોય તો ય એમની સાથે વાતચીત કર્યા કરું છું."

"તમારી બાબત જુદી છે. બચપણમાં આડીઅવળી વાતો કર્યા વગર રહી શકાતું નથી."

"તમે તો ભારે કરી: હું નાની ગગલી છું અને તમે ઘરડાં ડોશી મા છો! મારાથી તમે કેટલાં મોટાં છો?" ઇન્દુ હસતાં હસતાં બોલી.

"ઓછામાં ઓછાં એકએ વર્ષ તો હું જરૂર તમારાથી મોટી છું. એ સિવાય વળી હું એક બાળકની માતા પણ છું." બોલતાં બોલતાં સુરમા પણ હસી પડી.

"હા, એ વાતનું તમે જરૂર અભિમાન લઇ શકો છો." ઇન્દુ કંઇક ઉદાસ થઇ બોલી: "પણ હું તમને ખરેખર સાચું જ કહું છું કે થોડા દિવસો પછી તમે પોતે જ જોશો કે બાબાની મા કોણ છે?"

"તો શું તમે મારા બાબાને મારી પાસેથી છીનવી-ઝૂંટવી લેશો?" સુરમા પાછી હસતી હસતી બોલી.

"હા, જરૂર છીનવી-ઝૂંટવી લઇશ." ઇન્દુએ તીખાશથી કંઇક કડક અવાજે કહ્યું, "આ વખતે પણ એ મારી જ પાસે છે. જુઓ બહેન, મારી એક વાત સાંભળો. હું તમને ચોખ્ખું કહી દઉં છું કે સ્વામીમાં હું ભાગ નહિ પડાવું, પણ આ બાબા પર તો તમારો

એક રત્તિભાર પણ હક્ક રહેવા દઇશ નહિ. એ માટે તમે મારી સાથે ગમે એટલા ઝઘડા–ટંટા–કજીઆ કરશો તો પણ હું કોઇ વાતે પાછી હઠીશ નહિ."

"પણ તમે બાબાને છીનવી કેવી રીતે લેશો? જે દિવસે તમે બાબાને મોતના મોઢામાંથી બચાવી લીધો છે એ દિવસથી જ મેં તો એને તમને જ સોંપી દીધો છે." પ્રસન્ન વદને ઇન્દુની સામે જોતી જોતી સુરમા બોલી, "એ દિવસે તો ભગવાને જ તમને મોકલ્યાં હતાં; નહિ તો હું બાબાના જીવનથી હાથ ધોઇ નાખીને જ બેઠી હતી."

"પણ બહેન, શું તમને એનું બીજું કોઇ નામ જ મળતું નથી?" શરમભર્યું હસીને ઇન્દુ બોલી, "તમે એનું નામ બાબો જ રાખ્યું છે! શું દુનિયામાં નામોનો એટલો બધો તોટો પડ્યો છે કે તમને બીજું કોઇ નામ જ જડતું નથી?"

"છે, શા માટે ન હોય? પણ ભાઇ એ નામથી જ એને પહેલાંથી બોલાવ્યા કરે છે એટલે એનું હવે એ જ નામ પડી ગયું છે."

"પરંતુ હવે હું કોઇ સારું નામ શોધી કાઢીશ. એ દિવસે મેં એમને એક સારું નામ શોધી કાઢવાને કહ્યું હતું તો એમણે શું ખાસ નામ શોધી કાઢ્યું એની તમને કંઇ ખબર છે? દુઃખીરામ!"

"નામ ખોટું તો નથી જ બતાવ્યું."

"ખોટું નહિ તો બીજું શું?" ગુસ્સે થઇને ઇન્દુ બોલી, "શું એનો ચહેરો, દેખાવ, રૂપરંગ દુઃખીરામના જેવો છે? એનું નામ એવું શા માટે રાખવું જોઇએ?"

"નામની સાથે ચહેરા–દેખાવ કે રૂપ–રંગને પણ શું કોઈ સંબંધ હોય છે કે?"

"જરૂર" જોરથી ડોકું ધુણાવી ઇન્દુએ જવાબ આપ્યો, "જુઓને, જગદંબા બોલતાં એક ભવ્ય મૂર્તિનું સ્મરણ થાય છે

અને સુરમા બોલતાં જ તદ્દન ગરીબ અને ભલીભોળી મૂર્તિ હૃદયમાં એકાએક અંકિત થઇ જાય છે.”

“અને ઇન્દુમતી બોલતાં દિલમાં શું થાય છે?” સુરમા હસતાં હસતાં બોલી, “એ બોલતાં તો દિલમાં જાણે એમ થાય છે કે એક હસમુખી, નાજુક શરીરવાળી, ગોરા રંગની, નિષ્કપટ મનવાળી અને ગંગાના પવિત્ર જળ જેવી......”

“બહુ થયું, બહુ થયું, હવે રાખો બહેન, રાખો!” ઇન્દુએ શરમાઇને સુરમાના મોઢા સામે પોતાનો હાથ રાખીને કહ્યું; “બહેન, મેં ખૂબખૂબ વિચાર કરીને એક નામ નક્કી કર્યું છે—દેવીપ્રસાદ. હું તો એનું આ નામ જ રાખીશ. તમે નહોતું કહ્યું કે આ વખત તો દેવીની જ કૃપાથી એનો જીવ બચ્યો છે?”

“એમાં તો કોઇ શંકા નથી, ઇન્દુ!”

“જો કોઈ શંકા જ ન હોય તો પછી એનું નામ દેવીપ્રસાદ રાખવામાં શું હરકત છે? તમારું શું કહેવું છે? શું આ નામ સારૂં નથી?’

“જરૂર સારૂં છે.” ડોકું હલાવી સુરમાએ ઇન્દુમતીની પસંદગીને પોતાની સંમતિ આપી.

પોતાના શોધી કાઢેલા નામ માટે સુરમાને સંમતિ આપતી જોઇને ઇન્દુ મનમાં ને મનમાં બહુ જ પ્રસન્ન થઇ.

“તો પછી આજથી જ હું બાબાને દેવી નામથી જ બોલાવીશ; અને હવેથી તમે પણ એને બાબો કહી શકશો નહિ.” ઇન્દુ પાછી હસતી હસતી બોલી.

“બહુ સારૂં. હું એને એ નામથી જ હવે બોલાવીશ; બાબો નહિ કહું.”

“આ તો જાણે હવે નક્કી થઇ ગયું, પણ મુદ્દાની એક વાત તો બાકી રહી ગઇ કે બાબાની માતા હોવાના કારણે જ શું તમારે

એમની સાથે કોઇ વાતચીત જ કરવી ન જોઇએ ? અને તે પણ એટલે સુધી કે એમની સમક્ષ હરવું ફરવું કે આડા ય ઊતરવું ન જોઇએ ને ?" થોડી વાર ચૂપ રહ્યા પછી ઇન્દુ બોલી :

" પણ હું કયાં એમનાથી સંતાતી ફરૂં છું ? "

" દરરોજ તમે એમ જ કરો છો. " ગંભીર ભાવે ડોકું હલાવતી ઇન્દુએ મક્કમ અવાજે કહ્યું : " તમે રસોઈ કરો છો, થાળી પાટલા મૂકો છો, પણ જમવાનું પીરસવા તો કદી રોકાતાં જ નથી અને ભોગજોગે એ અચાનક ઓરડામાં આવી જાય છે તો તમે તુરત ત્યાંથી પલાયન થઈ જાઓ છો ! મારી સાથે વાતો કરો છો પરંતુ એમના તો આવતાં વેંત જ તમે ચૂપ થઇને ભયાનક ગંભીરતા ધારણ કરો છો. "

ઇન્દુનું કહેવું સાંભળી સુરમા હસી પડી; પણ એના એ હાસ્યમાં દુ:ખનો આભાસ તરવરી રહ્યા વગર રહ્યો નહિ.

" એમ ગંભીર થઇ જવાય છે, ઇન્દુ ! " ધીરે સાદે બોલીને સુરમાએ પોતાનો બચાવ કરવા માંડયો, " કોણ જાણે ગરીબની દીકરી સાથે વાતચીત કરવા જતાં એમની પ્રતિષ્ઠામાં ઉણપ આવી જવાનો મને અહોરાત ભય જ રહ્યા કરે છે. "

" આ વાત તમે કહી એ બહુ સારું કર્યું. તમારું કહેવું તદ્દન સ્પષ્ટ છે. જો પોતાની પ્રતિષ્ઠામાં ઉણપ આવવાનો કોઈ સંભવ જ હતો તો એમણે તમારી સાથે લગ્ન જ શા માટે કર્યાં ? કોણે એમને એટલો બધો આગ્રહ કર્યો હતો ? "

" ભૂલથી. "

" ભૂલથી લગ્ન કર્યાં ? ભૂલથી કે જાણીબૂજીને જ્યારે એમણે એક વાર વિધિસર લગ્ન જ કર્યાં છે ત્યારે હવે કોઇ પણ રીતે એમનાથી એ ફોક કરી શકાય જ નહિ. "

"આ શિક્ષા મારા માટે જરૂરી છે, ઇન્દુ!"

"અને એમને માટે? શું એ લગ્ન ફોક કરી શકે? પોતાની જવાબદારીમાંથી શું એ છટકી જઈ શકે છે? એક બીજું લગ્ન કરી લીધું છે એટલે કે?"

સુરમાએ ઇન્દુના કથનનો કોઇ ઉત્તર આપ્યો નહિ; એના ચહેરા પર ગાઢ ગંભીરતા છવાઈ ગઈ.

"હવે હું બરોબર સમજી ગઈ સુરમા!" ઇન્દુ કંઇક અભિમાન-ભર્યા અવાજે બોલી, "એમણે મારી સાથે લગ્ન કર્યાં છે એટલે તમને ક્રોધ તો ચઢેજ ને? તો પછી શું તમે મારી ઈર્ષ્યા કરો છો?"

"શોકયની ઈર્ષ્યા કઈ સ્ત્રી કરતી નથી?" ઇન્દુના મોં સામે હાસ્યપૂર્ણ કટાક્ષ કરીને સુરમા બોલી.

સુરમાનું આ બોલવું સાંભળતાં જ ઇન્દુના ચહેરા પર આશ્ચર્યનો ભાવ દેખાયો.

"શું કહ્યું બહેન!" એકીટશે–મુગ્ધ દૃષ્ટિએ સુરમાના મોં સામે થોડી વાર સુધી જોઈ રહ્યા પછી ઈન્દુ વ્યથિત સ્વરે બોલી, "તમે મારી ઈર્ષ્યા કરો છો? પણ હું તમારો ચરણસ્પર્શ કરીને કહું છું કે તમારા ઉપર મારા દિલમાં જરા પણ..."

આટલું બોલતાં બોલતાં તો ઇન્દુએ સુરમાના ચરણ સ્પર્શવાને પોતાના હાથ નીચા નમાવ્યા.

"છિઃ છિઃ, આ તમે શું કરી રહ્યાં છો, ઇન્દુ? ચરણસ્પર્શ કરો છો?" સુરમા વ્યગ્ર બની એકદમ એના હાથ પકડી લઇને બોલીઃ

"હા હા, બહેન! તમે સાચેસાચું કહો, તમે મારી ઈર્ષ્યા કરો છો કે નહિ?" જોરથી માથું હલાવીને ઈન્દુ બોલી.

"કદાચ હું એમ કહું કે હું ઈર્ષ્યા કરૂં છું તો?"

"તો પણ હું તમને કંઈ નહિ કહું."

"અને જો કદાચ હું એમ કહું કે ઈર્ષ્યા કરતી નથી તો ?"

"બ્હેન બ્હેન કરતી તમારા ગળે વળગી પડીશ." બોલતાં બોલતાં જ ઇન્દુ પોતાના બન્ને હાથ પહોળા કરીને પ્રેમપૂર્વક સુરમાના ગળે વળગી પડી, અને એના મોં નજીક પોતાનું મોં રાખીને બાળકની જેમ પાછી બોલવા લાગી.

"કહો બ્હેન, મારી તમે ઈર્ષ્યા કરતાં નથી. જલદી કહો બ્હેન, તમારા મોઢેથી જ આ શબ્દો કહેલા સાંભળવાને મારૂં હૃદય આકુળ વ્યાકુળ થઈ રહ્યું છે."

"સાચેસાચ કહું છું કે તમારા જેવી શોકયને માટે કોઈ પણ સ્ત્રીના હૃદયમાં દ્વેષભાવ પેદા થઈ શકે જ નહિ." ઈન્દુના દીન અને વ્યાકુળ વદન સામું જોઈને સુરમાએ આર્દ્ર કંઠે કહ્યું :

"હું પણ એમજ કહું છું કે તમારા મનમાં કયારે ય પણ હિંસા–દ્વેષ પેદા થઇ શકે જ નહિ. પરંતુ બ્હેન, તમારે તમારા આ કથનનું પ્રમાણ આપવું પડશે." સુરમાના ગળેથી વછૂટીને ઇન્દુ પ્રસન્નતાપૂર્વક બોલી.

"કેવું પ્રમાણ આપવું પડશે ?"

"એક તો તમારે મને પોતાની બ્હેન—નાની બ્હેન ગણવી પડશે અને મને 'તમે' ના બદલે 'તું' થી બોલાવવી પડશે."

"ના, મારાથી એમ કદાપિ નહિ બને."

"કેમ ?"

"કારણ કે તમને મેં દેવીપદે સ્થાપ્યાં છે."

"પણ દેવી તો હવે નાની બ્હેન થઇ છે. નાની બ્હેનને માન-વાચક શબ્દોએ સંબોધવી એ વળી ક્યાંનો શિષ્ટાચાર છે ? શું તમે શિષ્ટાચારભંગમાં માનો છો ?"

"એમ નહિ, પણ મારા મોઢાથી એમ કદી બોલી શકાશે નહિ."

"થોડા દિવસ ટેવ પાડજો."

ઇન્દુના આગ્રહ આગળ સુરમાને આખરે નમવું પડયું.

"ચાલો જાણે આ વાત તો પતી ગઇ. હવે બીજું પ્રમાણ પણ તમારે આપવું પડશે. તમારે એમની સમક્ષ જવું પડશે અને એમની સાથે વાતચીત પણ કરવી પડશે."

ઇન્દુની આ વાત સાંભળતાં સુરમાનું હર્ષોજ્જ્વલ મુખ એકદમ દુઃખની મલિન છાયાથી ઉદાસ થઈ ગયું.

" એ હું કરી શકીશ નહિ, ઇન્દુ !" સુરમા મક્કમ અવાજે બોલી.

" નહિ કરી શકો ?"

" નહિ."

" નહિ કરી શકો ?"

" ઊં...હું"

" બહુ સારૂં. હું જોઈ લઇશ કે તમારે એમની સમક્ષ જવું પડે છે કે નહિ." ક્રોધે ભરાયેલી સિંહણની માફક વાંકી ડોક કરીને ઈન્દુ તપી જઈને બોલી, " હવે આજથી હું કદી પણ એમને ભોજન પીરસવા જ નહિ જાઉં. આજથી જો હું તમને આ સંબંધાં કંઇ કહું તો મને કહેજો."

આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને ઇન્દુ ચંચળ હરિણીની જેમ ત્વરાપૂર્વક ત્યાંથી બહાર ચાલી ગઇ.

સુરમાને હવે શું કરવું એ સૂઝયું નહિ. સ્તબ્ધભાવે ઊભી રહીને એ મનમાં ને મનમાં બબડવા લાગી :

"દીનબન્ધુ, પ્રલોભન સાથે આત્મરક્ષણ કરવાની શકિત મને આપ, કે જેથી આ તદ્દન સરળ બાલિકાનો સર્વનાશ કરવાની વૃત્તિ મારામાં કદીયે ઉદ્દભવે નહિ."

*

અનેક આજીજી અને વિનમ્ર વિનંતિઓ કરવા છતાં પણ જ્યારે ઇન્દુ એ દિવસે સ્વામીને ભોજન પીરસવા ગઇ નહિ ત્યારે અંતે લાચાર બનીને સુરમાને જ રસોડામાં જવું પડયું. થરથર કંપતા પગે પીરસેલી થાળી લઇને ઓરડામાં દાખલ થતાં જ એણે જોયું કે પંકજ બારી પાસે ખુરશી પર બેઠો બેઠો વર્તમાનપત્ર વાંચી રહ્યો હતો. સુરમાનો પગરવ સાંભળતાં જ પંકજે માથું ઊંચું કરીને એક વાર સુરમાની સામે જોયું, અને એકદમ પાછા નજર ફેરવી લઇને વર્તમાનપત્ર વાંચવા માંડયું. સુરમા ભોજનની પીરસેલી થાળી મેજ ઉપર મૂકી દઇને ઓરડા બહાર નીકળી ગઈ.

થોડી વાર પછી સુરમા ગરમ દૂધનો વાટકો લઇને પાછી એ ઓરડામાં ગઇ ત્યારે પણ એણે જોયું કે જમ્યા કર્યા વગર પંકજ પહેલાની જેમ જ વર્તમાનપત્ર વાંચી રહ્યો હતો. સુરમા દૂધનો વાટકો મેજ ઉપર મૂકીને થોડી વાર સુધી એમ ને એમ ગુપચૂપ ઊભી જ રહી.

"ભોજનની થાળી પીરસીને મૂકી છે." નીચી નજર કરીને ઊભી રહેલી સુરમાએ ધીમા અવાજે બોલી ઓરડામાં છવાયેલી નિઃસ્તબ્ધતાનો ભંગ કર્યો.

"ઓ હો હો! આજે તો તું થાળી પીરસીને લાવી છે?" પંકજે વર્તમાનપત્ર વાંચવું માંડી વાળીને સુરમાની સામે વિસ્મિત નજરે જોઇને પૂછયું.

આ પ્રશ્નની સાથે જ પંકજના હોઠ પર ટાણો મારતું હાસ્ય ફરકયું. સુરમાએ આડી નજરે એ જોઈ લીધું. એનો ઉત્તર આપવાની ઇચ્છા થઇ, પણ આખરે એ લાચાર થઇ ગઇ. એણે કંઇ જ ઉત્તર ન આપ્યો; ગૂપચૂપ એ જ્યાંની ત્યાં જ ઊભી રહી ગઇ.

પંકજ ધીરેથી ઊઠી ખુરસી ખેસવીને ભોજન કરવા મેજની પાસે જઇ બેઠો.

"ઇન્દુ ક્યાં છે? એને કંઇ થયું નથી ને?" પંકજે પાછું પૂછયું.

"ના." સુરમાએ કોમળ અવાજે ઉત્તર આપ્યો.

"તો પછી એ કેમ નથી આવી?" પંકજે પ્રશ્ન કર્યો.

'આવી કેમ નથી' એ પ્રશ્નનો ઉત્તર સુરમા આપી શકી નહિ. ગંભીર ચહેરો રાખીને એ ચૂપ જ ઊભી રહી.

"ખરેખર, આજે મારૂં પરમ સૌભાગ્ય છે કે તું મને ભોજન કરાવવા આવી છે! આજે તેં મારી સાથે બે શબ્દો બોલીને વાત પણ કરી છે." હસીને કંઇક કટાક્ષભર્યા સ્વરે પંકજ બોલ્યો.

સુરમાનાં ભવાં ઊંચાં ચડી ગયાં. એના હોઠ પર ઉત્તર પણ આવી ગયો કે "તમે ક્યાં પહેલાં બોલીને મને સૌભાગ્યવતી બનાવી છે?" પણ પોતાને એકદમ સંભાળી લઇ એ કોઇ પણ પ્રકારનો ઉત્તર આપ્યા વગર જ ધીરે રહીને ઓરડામાંથી બહાર ચાલી ગઇ.

*

"કેમ બહેન, મેં તમને શું કહ્યું હતું? એમણે તમને શું કહ્યું?"

રસોડામાં સુરમા આવી કે એની પાછળ પાછળ હસતાં હસતાં આવીને ઇન્દુ બોલી.

"હવેથી તમે જ એમને જમાડયા કરજો." ગંભીર અવાજે સુરમાએ કહ્યું.

"બરાબર છે." ઇન્દુએ હસતાં હસતાં માથું હલાવી કહ્યું; "મેં છુપાઇને સઘળું સાંભળ્યું છે."

"તો પછી મને શા માટે પૂછવું પડે છે?"

"એટલા માટે કે તમે શું કહો છો? વારૂ બહેન, તમારો સ્વભાવ કેવો વિચિત્ર છે? જે રીતે એ બોલ્યા એ રીતે ખૂબ કડક શબ્દોમાં તમે શા માટે જવાબ ન આપ્યો?"

"કડક શબ્દોમાં ઉત્તર આપવાથી વળી શું લાભ લેવાનો હતો, ઇન્દુ? પુરુષોની હરકોઇ સ્વેચ્છાચારિતા સહન કરવા માટે તો સ્ત્રીઓ જન્મે છે! બે ચાર કડવા કે કડક શબ્દો કહી નાખવાથી શું વિધાતાનો એ નિયમ બદલાઇ શકે છે?"

"તમે તો બહેન, જાણે કેવાં ય છો!" ઇન્દુ કંઇક તિરસ્કાર-ભર્યા અવાજે બોલી.

"હું તો એવી જ છું!" સુરમાએ હસીને ઉત્તર આપ્યો.



# ૧૨

"હવે અહીં રહેવાની શું જરૂર છે? ચાલો દેશમાં જઇએ."

દેવીપ્રસાદ સંપૂર્ણ સાજોતાજો થઇ ગયા પછી ઇન્દુએ પંકજ સમક્ષ દેશમાં પાછા ફરવાનો પ્રસ્તાવ પેશ કર્યો.

પંકજને એ પ્રસ્તાવ સ્વીકારવામાં કોઇ જાતનો વાંધો ન હતો, એટલે એણે સંમતિ આપતાં જ દેશમાં પાછા ફરવાની તૈયારીઓ શરૂ થઇ. ઇન્દુએ નાના દેવીપ્રસાદ માટે ઉત્તમ પ્રકારના—તરેહ તરેહના પોશાક માટે ઑર્ડર આપ્યા; કાલીઘાટ પર જાતે જઇને જાતજાતનાં રમકડાં પોતે જ ખરીદી લાવી. દેશમાં દેવી ક્યારે શું ખાશે એનો પ્રબંધ પણ એણે કલકત્તામાં જ કરી લીધો.

આમ બધીયે તૈયારીઓ થતી હતી, પણ સુરમા એમાં કોઇ પ્રકારનો રસ લેતી ન્હોતી.

"તમે બધાય સુખેથી જાઓ" દેશમાં આવવાને તૈયાર થવાનું કહેવામાં આવતાં સુરમાએ કહ્યું: "હું થોડા દિવસ પછી તમારી પાછળ આવીશ. જો હું અત્યારે તમારી સાથે જ ચાલી નીકળું તો રમેશભાઇની સંભાળ કોણ રાખે? એને ખૂબ વેઠવું પડે."

સુરમાનો ઉત્તર સાંભળીને ઇન્દુ તો જાણે આકાશમાંથી નીચે પડી ગઇ. એણે વિચાર્યું હતું કે આ વખતે તો બહેનનો અધિકાર એને જ સોંપી દઈ હું સ્વામીના પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ અને એમના આંતરિક દુઃખનો ભાર હલકો કરીશ; પણ સુરમાની વાત સાંભળીને એની

નિરાશાનો પાર ન રહ્યો—એ એકદમ હતાશ થઈ ગઈ. સુરમાને એણે ઘણી ઘણી સમજાવી—અનેક આજીજીઓ ને અનેકવિધ વિનંતિઓ કરી, પણ સુરમા પોતાની વાત પર મક્કમપણે અડગ જ રહી.

"હું ત્યાં આવું તો પાછળથી ભાઈની સેવા–ચાકરી કોણ કરે ?" સુરમાએ પોતાનો કક્કો જ ઘૂંટવો ચાલુ રાખ્યો.

"અત્યારે તમે ભાઈની ચિંતા કરી રહ્યાં છો, પણ જો એમણે મારી સાથે લગ્ન કર્યાં ન હોત તો તમારે સ્વામી અને ગૃહસ્થાશ્રમની જવાબદારી ઉપાડવી જ પડત. ત્યારે ભાઈની સેવા–ચાકરી કોણ કરત ?" ઈન્દુ કંઈક ક્રોધે ભરાઈને બોલી.

"ભાઈની સેવા કે દેખરેખ રાખનારું ઘરમાં કોઈ નથી એટલે જ મને લાગે છે કે પરમાત્માએ આમ કર્યું હશે. આ સિવાય હું ભાઈના માથે પડી ગઈ હતી, એટલે જ એની આજે આ અવદશા છે. મારી ચિંતા એને ન હોત તો અત્યાર સુધીમાં ભાઈ ક્યારનો ય લગ્ન કરીને સંસારી બની ગયો હોત !" સુરમાએ ચિંતાતુર અવાજે ઉત્તર આપ્યો.

"ત્યારે પછી તમે એમ જ કહોને કે જ્યાં સુધી ભાઈ લગ્ન કરીને ઘરબારી ન બને ત્યાં સુધી તમે તમારે ઘેર જવાનાં નથી ?" ઈન્દુએ ક્રોધથી લાલ આંખ કરીને કહ્યું.

"જે ભાઈએ મારી મુશ્કેલીના વખતમાં મને આશરો આપ્યો છે, એ ભાઈને આમ એકાએક નિરાધાર દશામાં મૂકીને ચાલ્યા જવું એ શું મારે માટે કોઈ પણ રીતે ઉચિત છે ?"

"તમારું કહેવું તદ્દન સાચું છે. તમે તમારા કર્તવ્યનું યથાર્થ રીતે પાલન કરો, પણ હું દેવીને તો મારી સાથે લઈ જઈશ."

"એ બાબત મારી કોઈ ના નથી. ઘણી જ ખુશીથી એને લઈ જઈ શકો છો." સુરમાએ હસીને ઉત્તર આપ્યો, "એથી હું એક જવાબદારીમાંથી મુક્ત થઈશ."

"દીકરો તમે આપી શકશો બહેન ?"

"જેનો દીકરો છે એની સાથે એ જાય કે એને પોતાની સાથે એ લઈ જાય તો હું એમાં શા માટે વચ્ચે આવું ?"

"ઠીક; તમે તમારે અહીં રહો. હું તો દેવીને મારી સાથે લઇ જાઉં છું."

કડક શબ્દો બોલીને ક્રોધ પ્રગટ કરવા છતાંય ઇન્દુ સ્થિર રહી શકી નહિ. એણે ઉતાવળે જઇને સ્વામીને એમના ઓરડામાં પકડી પાડયા.

"બહેન આપણી સાથે આવવા નથી માગતાં." ઇન્દુએ પંકજને ખબર કરી.

"ન આવવું હોય તો કંઇ થોડું જ જબ્બરદસ્તીથી લઇ જઇ શકાય છે ?" પંકજે અત્યંત ઉદાસભાવે ઉત્તર આપ્યો.

"જરૂર લઇ જઈ શકાય છે." ઇન્દુએ તીખાશભર્યા સ્વરે કહ્યું "સ્ત્રીની ઉપર સ્વામીનો સંપૂર્ણ અધિકાર છે. એ એને મનાવી–પટાવીને અને આખરે જબરદસ્તીથી પણ લઈ જઈ શકે છે."

"જબરદસ્તીથી લઈ જવાના અધિકારના માર્ગમાં મેં મારા પોતાના જ હાથે કાંટા પાથર્યા છે, ઇન્દુ !"

"તો શું બહેનની સાથે તમારો કોઇ સંપર્ક કે સંબંધ જ નથી ?"

"સંપર્ક અને સંબંધ બન્નેય જરૂર છે, પણ મને લાગે છે કે જબરદસ્તી કરવાનો મને જરાકે અધિકાર નથી."

"તો પછી એનો અર્થ હું શું એમ ન કરું કે બહેનને સાથે લઇ જવાની તમારી મુદ્દલ ઇચ્છા જ નથી ?" ઇન્દુ પાછી ક્રોધભર્યા કંઈક ઉંચા અવાજે બોલી.

"ખરું પૂછો તો મારી ઇચ્છા જ નથી !" પંકજે હસીને ઉત્તર આપ્યો.

"તમે મને આ વાત પહેલેથી કેમ ન કહી ?" અભિમાનસૂચક અવાજે ઈન્દુએ પૂછયું.

"તેં મને આ વાત પહેલાં તો પૂછી જ નથી ! હું એમ ને એમ તને શી રીતે કહું ?"

સ્વામી સાથેના વાર્તાલાપથી ઈન્દુના દુઃખનો પાર ન રહ્યો.

એ ખિન્ન થઇને ઉતાવળા પગલે સુરમા પાસે ગઈ.

"તો પછી તમે અમારી સાથે નહિ આવો, બ્હેન ?" ઈન્દુએ સુરમાના ઓરડામાં દાખલ થતાં જ ઓશિયાળું મોં કરીને પ્રશ્ન કર્યો.

"કેવી રીતે હું આવી શકું એ મને બતાવ તો ઈન્દુ ?" સુરમાએ શાંતભાવે ઉત્તર આપ્યો.

ઈન્દુને સુરમા સાથે વધુ વાતચીતમાં ઊતરવું અયોગ્ય લાગ્યું. વધુમાં એક પણ અક્ષર ઉચ્ચાર્યા વિના એ ઝડપભેર ત્યાંથી બહાર નીકળીને પોતાના ઓરડામાં ચાલી ગઇ અને ટ્રંક ખોલીને નાના દેવી માટે ખરીદેલાં બધાંય કપડાં અને રમકડાંને બહાર કાઢી સુરમાની સામે લઇ જઇ ઢગલો કર્યો.

"આ બધું મને શા માટે આપે છે, ઈન્દુ ?" સુરમાએ વિસ્મિત થઇ ઈન્દુને પૂછયું.

"એ લઇ જઇને હું શું કરૂં ? એ ચીજો મારે શું કામ આવશે ?" હાંફતાં હાંફતાં ઇન્દુ બોલી.

"કેમ, દેવીને તો સાથે લઇ જાય છે ને ?"

"પારકા દીકરાને હું લઈ જઈ ન શકું. એટલી ભારે જવાબદારી માથે ઉઠાવવી એ સારૂં નહિ." રૂંધાયેલા કંઠે ઈન્દુ બોલી.

અને એકાએક એનાથી રડી જવાયું. એ રડતી રડતી જ ત્યાંથી ચાલી ગઈ.

ઈન્દુને રડતી જોતાં સુરમાની આંખમાં પણ આંસુ આવી ગયાં. એ બધીય ચીજો ભેગી કરતી કરતી વિચારવા લાગી કે શોકયનો તો મને ડર નથી, પણ આવી શોકયને હું શું કરૂં ? એ તો મને રાત-દિવસ રડી રડીને જ મારી નાખશે ! ”

બીજો કોઈ ઉપાય ન જોતાં છેવટે ઈન્દુ રમેશની પાસે ગઈ; અને એને સઘળી વાતથી વાકેફ કર્યો.

“વારૂ, તમે તમારે દેશમાં જવાની તૈયારી કરો; સુરમાને તમારી સાથે મોકલવાની જવાબદારી હું મારા માથે લઉં છું.” રમેશે ઈન્દુને આશ્વાસન આપ્યું.

રમેશના કહેવા પર વિશ્વાસ મૂકીને ઇન્દુ દેશમાં જવાની તૈયારીઓ કરવા લાગી.

*

સુરમા, તેં તારો સરસામાન બાંધ્યો કે ?” રમેશે સુરમાની પાસે આવી પ્રશ્ન કર્યો.

“શા માટે ?”

“સાસરે જવા માટે.”

“મારાથી જઈ શકાશે નહિ.” સુરમાએ ઇન્કાર સંભળાવી દીધો.

રમેશે સુરમાને આડીઅવળી અનેક વાતો કહીને ખૂબ ખૂબ સમજાવી, પણ કોઇ રીતે સાસરે જવાને એ એકની બે ન જ થઈ.

“એમ કદી પણ નહિ બની શકે, સુરમા” રમેશે ફરીને સુરમાને સમજાવવા માંડી “ મારે ખાતર તું આવો સુઅવસર છોડી દે એ કદાપિ નહિ બને. તારે એમની સંગાથે જવું જ પડશે.”

"પણ મારા અહીંથી ચાલ્યા ગયા પછી તમારી સંભાળ કોણ રાખશે, મોટાભાઈ?"

"મારે કોઇની જરૂર નથી. મારે માટે તું ચિંતા કરવી છોડી દે. હવે હું વીશી કે લૉજમાં જમવાનું રાખીશ. એ પછી જો સેન્ડર્સન સાહેબની કૃપાથી મને કોઇ સારી નોકરી મળી જશે તો એ રૂમ ભાડે રાખીને કોઇને રાંધી ખવરાવવા રાખી લઇશ."

"પણ લગ્ન નહિ કરો તે નહિ કરો એમ જ ને? એની કંઈ જરૂર નથી?"

"અરે ગાંડી! એ વાત વળી તને કોણે કહી કે હું લગ્ન જ નથી કરવાનો? આટલા દિવસો તો તારા ભરણપોષણ માટે મેં લગ્ન નથી કર્યાં. પરંતુ હવે તું સાસરે જઇશ એટલે પછી મારો ખર્ચ તે કેટલો રહેશે? પછી તો હું બહુ સરળતાથી લગ્ન કરી શકીશ."

સુરમા ચૂપ રહીને ભાઇના બોલવા ઉપર વિચાર કરવા લાગી.

"જો સુરમા!" રમેશે પાછું સુરમાને કહેવા માંડ્યું "રાત–દિવસ તારે માટે ભગવાનને જે વાતની પ્રાર્થના કરતો રહ્યો છું એ પરમાત્માની કૃપાથી ફળી છે. ઇશ્વરની દયાથી એ સુયોગ આજે મળી ગયો છે; પરંતુ તું જો આ સુઅવરને હાથે કરીને ગુમાવી દઇશ તો હું સોગંદ ખાઇને કહું છું કે લગ્ન કરવાં તો દૂર રહ્યાં પણ હું ઘરમાં પણ નહિ રહું—જ્યાં જીવ માનશે ત્યાં હું ચાલ્યો જઇશ."

રમેશનું કહેવું સાંભળી સુરમા અત્યંત ભયભીત થઇ ગઇ.

"નહિ ભાઈ, નહિ. જે કામથી તમને દુઃખ થાય એવું કામ હું કદી પણ નહિ કરૂં." સુરમા અકળાયેલ અસ્વસ્થાતાસૂચક સ્વરે બોલી.

"તો પછી એ લોકો સાથે જવાને તું રાજી છે કે નહિ?"

"રાજી છું. પણ......"

સુરમાની આંખમાંથી અવિરત અશ્રુધારા વહેવા લાગી.

"તારી નારાજીનું કારણ હું બરાબર સમજું છું, પરંતુ મારી વાત સાંભળ." રમેશ સુરમાના હૃદયનો ભાવ સમજી જઈને આશ્વાસન આપતાં બોલ્યો "તને અભિમાન અને રોષ પ્રકટ કરવાની પૂરતી તક મળશે. પરંતુ જો તું આ આવેલો અવસર એક વખત ગુમાવી દઈશ તો તારું એ અભિમાન અને દુઃખ મનમાં ને મનમાં જ રહી જશે. એ સિવાય બાબાના ભવિષ્યનો વિચાર કરવો એ પણ તારી ફરજ છે."

"પરંતુ મારા સોગંદ ખાઈને કહો કે તમે લગ્ન કરશો કે નહિ?" સાડીના છેડા વતી આંસુ લૂછતાં લૂછતાં સુરમા બોલી.

રમેશ ખડખડાટ હસી પડયો.

"એની ચિંતા તું ન કર, સુરમા!" રમેશે સુરમાને ધીરજ આપી, "મેં પહેલાં પણ તને કહ્યું હતું અને આજે ફરીથી પણ કહું છું કે સંન્યાસી થવાની મારી જરા પણ ઇચ્છા નથી."

*

**આ** વાર્તાલાપને અંતે સુરમાએ પંકજની સાથે જવાનો ઇન્કાર કર્યો નહિ. ભાઈની વાત પરથી એને સાસરે જવાનો સ્વીકાર કરવો જ પડયો અને એ માટે એ તૈયારી પણ કરવા લાગી.

એ દિવસ બાદ સુરમા પોતાના મોટા ભાઈ—રમેશનો ચરણસ્પર્શ કરી, રોતી રોતી ઇન્દુની સાથે ગાડીમાં બેઠી. રમેશે પોતાના પ્રિય ભાણેજ દેવીને ખોળે લઈને વિદાય આપતી વખતે એની છાતી અને મુખને પોતાનાં આંસુથી ભીંજવી નાખ્યાં.

સૌને સુખરૂપ ટ્રેનમાં બેસાડી રમેશ જ્યારે હાવરાથી કલકત્તા પાછો ફર્યો ત્યારે એને લાગ્યું કે જાણે સારું યે કલકત્તા શહેર અંધકારમાં ડૂબી ગયું છે.

૧૩

જમીનદારની ઊંચી—આકાશ સાથે વાતો કરતી વિશાળ અને ભવ્ય હવેલી જોઈને સુરમાની આંખો આશ્ચર્યથી અંજાઇ ગઇ. આટલા બધા મોટા અને અધિક આત્મીય—સ્વજનો તેમ જ દાસ—દાસીઓના સમુદાય વચ્ચે રહેવાનું એને કદી પણ સૌભાગ્ય સાંપડ્યું ન હતું. કલકત્તામાં પંદર હાથ જમીન પર ચણાયેલું એક નાનુંશું મકાન હતું અને ઘરમાં મા—બાપ તેમ જ ભાઈ—બહેન બસ એ ચાર જ માણસો હતાં. પરંતુ અહીં તો વિઘાના વિઘા જમીન ઉપર પથરાયેલાં કુટુંબીઓ અને દાસદાસીઓથી ભરચક વિશાળ ભવન એને મન એકદમ નવું નવું જ લાગતું હતું. ખરેખર, સ્વસુરગૃહમાં પ્રવેશ કરતાં જ સુરમા સાનંદાશ્ચર્યથી ચકિત થઈ ગઈ હતી. એ કંઇ જ સમજી શકતી ન હતી કે એ બધાંની કઇ વાતનો પોતે કયો ઉત્તર આપવો અને કોને કયા નામથી બોલાવવું.

આ ઉપરાંત કુટુંબની સ્ત્રીઓએ જ્યારે એક પછી એક આવીને સુરમાને જાતજાતના પ્રશ્નો પૂછવા શરુ કર્યા—આવી સુઘડ સ્ત્રી, આવું રૂપ, આવું ડહાપણ હોવા છતાં ય પંકજ એને આટલા દિવસો સુધી પોતાને ઘેર કેમ ન લાવ્યો—એ બધું જાણવાને સર્વ સ્ત્રીઓ અત્યંત ઉત્સુક થઇ ત્યારે તો સુરમા ખૂબ જ ગભરાઈ ગઈ.

પ્રશ્નો પર પ્રશ્નોની વરસતી ઝડીઓનો ઉત્તર આપતાં આપતાં એ ખરેખર બિલકુલ થાકીને લોથ જ થઇ ગઈ.

ઘરના કામકાજની પણ એને થોડી મુશ્કેલી નડતી ન હતી. રાશ-વાર તડકો ચડે ત્યારે ઊઠીને કપડાં ધોવા જતાં જ એકાદ દાસી આવીને કહેવા લાગતી કે 'તમે કપડાં ધોવા કેમ જાઓ છો, મોટાં વહુ! એ એક બાજુ રાખી દો, હું ધોઈ નાખીશ.' ઝાડુ લઇને ઓરડો વાળવા જતાં પણ કોઈ દાસી જોઈ જતી તો એ દોડતી આવીને એના હાથમાંથી ઝાડુ ઝૂંટવી લેતી અને કહેતી કે 'આ શું કરવા માંડયું મોટાં વહુ? જો તમે આમ તમારા હાથે જ ઓરડા વાળશો—ઝાપટશો તો પછી અમારે શું કામ કરવાનું બાકી રહેશે?' રસોડામાં તો જવાની કોઇ જરૂર જ ન હતી. અનાજ—દાણો સોવા—ઝાટકવા કે ખાંડવા—કૂટવા જતી તો ત્યાં પણ કોઈ ને કોઈ કામ કરનારી બાઇ આવી પહોંચતી અને કહેતી કે 'આવાં કામ કરવા જતાં હાથપગ ભાંગશો તો લોહી નીકળશે.' એ ભય બતાવીને કામ કરનાર બાઈ એના હાથમાંથી કામ લઇ લેતી હતી. પાન બનાવવાને હાથમાં કાથો ચૂનો લેતી તો હાથમાં ડાઘ લાગી જવાનો એ ભય બતાવતી અને એમ કરતાં રોકતી હતી. દાસી જ દેવીપ્રસાદને નવરાવતી—ધોવરાવતી અને ખવરાવતી—પીવરાવતી હતી. પોતે જમીને ઊભી થતી ત્યારે પોતાને હાથ—મોં ધોવરાવવાને પાણીનો લોટો લઈને હાજર રહેલી સુરમાના જોવામાં આવતી.

ઘરનું કામકાજ કરવાની સુરમાને ટેવ હતી. કામકાજ વગર એને ચેન પડતું નહિ. પણ સાસરે આવ્યા પછી કોઇ પ્રકારનું કામકાજ કરવાનું મળતું ન હોવાથી એને સમય વિતાવવો ભારે થઈ પડયો. આ કરતાં તો એ કલકત્તાની ગરિબાઈમાં જ ઘણી સુખી હતી. આ પ્રમાણે પાંગળી બની જઇને સુખ ભોગવવા કરતાં શારીરિક શ્રમ દ્વારા શરીર અને મનને પ્રફુલ્લિત રાખી તન્દુરસ્ત રાખવું એને અધિક ઉત્તમ લાગતું હતું. એને આવું આરામપ્રિય જીવન શુષ્ક અને નિષ્પ્રાણ લાગતું હતું.

જ્યારે એને માટે આ પ્રકારનું જીવન વ્યતીત કરવું ખૂબ જ અસહ્ય થઇ પડયું ત્યારે એણે એક દિવસ ઇન્દુને કહ્યું:

"આ પ્રમાણે દિવસો પસાર કરવાથી તો હું કેટલા દિવસ જીવ રહી શકીશ, ઇન્દુ?"

"મોટા માણસના ઘરમાં આવ્યાં છો તો મોટા માણસની રીતે તમારે રહેવું પડશે." ઇન્દુએ હસીને ઉત્તર આપ્યો.

"પરંતુ આમ એદી માણસની જેમ રહેવાથી તો હું વાતરોગ ભોગ બની જઇશ."

"વાતરોગથી પીડાશો તો મહિને દહાડે મોટા મોટા પગ ખાનારા આપણા ડૉકટર-વૈદ્યો ઇલાજ કરશે."

"પણ આ પ્રમાણે બેઠાં રહીને આખોય દિવસ માખો માર એ મને જરાય પસંદ નથી."

"આદત ન હોવાને કારણે જ પસંદ નહિ પડતું હોય. એક વ ટેવ પડી જશે એટલે તો પછી બેઠાં ત્યાંથી ઊભાં થવાની ઇચ્છા નહિ થાય. પછી તો ઉઠયા પછી બેસવાની ઇચ્છા થશે ત્ય ય હાથ પકડીને ઊભાં કરવા માટે કોઇ દાસીને બૂમ મારીને તમ બોલાવવી પડશે."

"બાપ રે બાપ!" ભયથી આંખો ફાડીને સુરમા ઇન્દુની સ જોઇને બોલી "જો આવા જ જીવનનું નામ સુખ-વૈભવ કહેવ હોય તો હું કહું છું કે એના કરતાં ગરિબાઇનાં દુ:ખો ઘ જ સારાં છે."

"જો તમે મોટા માણસના ઘરમાં આવીને મોટા માણસ રીતભાત પ્રમાણે ન રહી શકો તો મોટા ઘરની ઠેરઠેર વાતો થ અને આબરુ જશે." ઇન્દુએ હસતાં હસતાં કહ્યું.

"જો મને આ વાતની પહેલેથી જ ખબર હોત તો હું અ આવવાને બિલકુલ કબૂલ જ ન થાત." દુ:ખિત થઇને સુરમા બોલ

"પરંતુ હવે તો તમે આવી ગયાં છો ને? આ દશામાં લાચ

થઈને પણ તમારે મોટા માણસની રીતે જ રહેવું પડશે; એ સિવાય બીજો કોઈ ઉપાય નથી. "

" પરંતુ તારે કોઈ પણ ઉપાય શોધી જ કાઢવો પડશે, ઇન્દુ !"

" ઉપાય હું બતાવી શકું છું, પણ શું એ તમને પસંદ પડશે ?"

" જરૂર પસંદ પડશે. રાતદિવસ માંદા માણસની જેમ પડયાં રહેવું મને બિલકુલ પસંદ નથી. થોડું ઘણું કામકાજ કરવાનું મળશે તો ય મને શાંતિ વળશે. "

" ત્યારે એમનું કામ કરી શકશો ? "

" એમનું એવું તે વળી કયું કામ છે ? "

" કોઈ ખાસ મોટું કામ નથી. જ્યારે એ બહારથી ઘરમાં આવે ત્યારે એમને જળપાન કરાવવું, નાસ્તો આપવો, ભોજન કરે ત્યારે એમની સાથે વાતચીત કરવી અને પંખો લઈને એમને પવન નાખવો. "

" કેમ, એમનું આ બધું કામ નોકરો દ્વારા કરાવી ન શકાય ? " સુરમાએ ચહેરા પર ગંભીરતા લાવી પૂછયું.

" કરાવી શકાય છે, પણ એમને એ પસંદ નથી. "

" મને લાગે છે કે મારાથી એ કામ થઈ શકશે નહિ. "

" ન થઈ શકે તો તમે તમારે ખુશીથી ખાઓ, પીઓ, બેસી રહો, વાતો કરો અને આનંદથી આરામ કરો. આ સિવાય તમારે માટે બીજું કોઈ કામકાજ જ નથી."

" પરંતુ આ બધું ય કામ મને સોંપી દઈને તું શું કરશે, ઈન્દુ ?"

"હું પુસ્તકો વાંચીશ, તમારી સાથે વાતો કરીશ અને દાસદાસીઓને કામ ચીંધવામાં–દમદાટી આપવામાં હું તો આખો ય દિવસ વિતાવી દઈશ. "

સુરમાએ અનુમાન કર્યું કે આ કામથી સ્વામીની સાથે એનો કંઈક

વધુ ઘરોબો થશે, એની મેળે એ વધશે. જ્યારે માન–અપમાન કે અભિમાન એ બધાને બાજુએ મૂકીને હું અહીં આવી જ છું તો સ્વામીની સાથે ઘરોબો વધારવામાં લાભ સિવાય નુકસાની તો નથી જ."

આ પ્રમાણે બહુ બહુ વિચાર કર્યા પછી સુરમાએ આખરે એના કહ્યા મુજબનું કામકાજ કરવાની હા પાડી. બસ, એ દિવસથી એણે સ્વામીસેવાના સર્વ કામકાજનો ભાર પોતાના માથે ઉઠાવી લીધો.

*

સુરમાએ સ્વામીની સેવાનું બધું ય કામકાજ ઉઠાવી લેવાથી સારાયે કુટુંબની સ્ત્રીઓમાં ભારે ખળભળાટ મચી ગયો. એ સર્વ મોટી વહુની આવડત, ડહાપણ અને બુદ્ધિની પ્રશંસા કરવા લાગી અને નાની વહુની અનાવડત, મૂર્ખાઈ અને નિર્બોધિતા પર ગુસ્સો ઠાલવતી ગુસપુસ કરવા લાગી. એ સ્ત્રીઓ પૈકીની ઘણીએ તો ઇન્દુની પાસે આવી એની હિતસ્વી બનીને શિખામણ પણ આપવા માંડી.

"તમે મોટી વહુને સ્વામીસેવાનો ભાર સોંપી દેવામાં સારૂં કર્યું નથી—નરી મૂર્ખાઇ જ કરી છે. તમે તમારા પોતાના જ હાથે પગ પર કુહાડી મારી છે. હજુ પણ સાવધાન થવાનો વખત છે, નહિ તો પાછળથી હાથ ઘસતાં રહી જવું પડશે, બહુ બહુ પસ્તાવું પડશે અને રોઈ રોઇને રાતદિવસ વિતાવવાં પડશે."

"પણ જો અમારા બેમાંથી એકને તો રોવું જ પડવાનું હશે તો હું જ શા માટે ન રોઉં? હું એને રોતી જોઇ શકતી નથી." ઇન્દુએ હસીને એમને ઉત્તર આપ્યો.

આ ઉત્તરથી એ હિતસ્વી સ્ત્રીઓની જીભ બંધ થઈ ગઇ—એ પછી તેઓ સલાહ આપતી બંધ થઇ ગઇ. એ સ્ત્રીઓએ નાની વહુના શોચનીય ભાવિનો વિચાર કરી સહાનુભૂતિસૂચક ઊંડા નિસાસો નાખ્યો.

કેટલીક સ્ત્રીઓએ સુરમાની પાસે જઇને એની બુદ્ધિની પ્રશંસા પણ કરી.

"જુઓને મોટી વહુ, તમે તમારા સ્વામીને પુરેપુરા વશ કરી લેશો તો અમે સમજીશું કે હા, તમે ખરેખરાં બુદ્ધિમાન અને બહાદુર છો."

"વશ કરવા એમાં તે શી વાત છે? એ તો અમારા બન્નેના પતિ છે."

"પણ ગમે તેમ તોય તમે એમનાં પહેલાં અને મોટાં પત્ની છો ને! એ ઉપરાંત વળી તમે તો દીકરાની મા છો; એટલે તમે જ પટરાણી છો. તમારા જેવી સુશીલ સ્ત્રીને દગો દઇને નાની વહુએ આટલા દિવસો સુધી એશઆરામ ભોગવ્યા છે; પરંતુ હવે તમે આવી ગયાં છો એટલે બરોબર સાવધાન રહેજો કે તમારા હક્ક પર કોઈ બીજું તરાપ ન મારી જાય. જે ધન તમારૂં છે એ તમારી પાસે જ રહે, કોઈ ભાગ ન પડાવે, સમજ્યાં ને!"

"ભાગ પડાવનાર તો ફક્ત નાની વહુ જ છે ને?" સુરમા હસીને બોલી, "પણ એ કંઇ એવી બાઇ નથી."

"હે રામ! તમારામાં તો માણસનો સ્વભાવ ઓળખવાની જરા પણ શક્તિ જ જણાતી નથી! તમારો સ્વભાવ તો બહુ જ સરળ લાગે છે, અને એથી તો તમે એમ સમજતાં લાગો છો કે નાની વહુ બહુ સારા સ્વભાવની છે. પરંતુ મારે તો એમની સાથે છેલ્લાં ત્રણ વર્ષથી કામ પડતું રહ્યું છે એટલે તો હું બરોબર જાણું છું કે નાની વહુ તમે ધારો છો એટલાં સીધા સ્વભાવનાં નથી. એમના મધુર લાગતા હાસ્યમાં પણ ઝેરી છુરી છુપાયેલી છે."

ઇન્દુમતીની આવી નિંદા સાંભળવાથી સુરમા નારાજ થઈ.

"જેના પેટમાં ઝેરી છૂરી હોય એના મોઢેથી હસવામાં પણ ઝેરી છૂરી નજરે પડે છે; પરંતુ હું એવી કોઈ વાતોથી જરાયે

ડરતી નથી. મારા પેટમાં છૂરી-છૂરાં કંઇ પણ નથી." સુરમાએ શાંત સ્વરે ઉત્તર આપ્યો.

"તમારી બુદ્ધિને ધન્ય છે! અમારાથી તો એ કંઈ સમજી શકાતું નથી, મોટી વહુ!" સુરમાનો જડબાતોડ જવાબ સાંભળીને સલાહ આપી રહેલી સ્ત્રી ખૂબ જ શરમાઇ જઇને બોલી "પરંતુ તમારો સ્વભાવ જોઇને કોણ જાણે શા માટે અમારા મનમાં તમારા માટે માયા પેદા થઇ છે. બસ, અમારી તો એટલી જ ઇચ્છા છે કે તમે ચિરકાળપર્યંત સુખી રહો!"

"તમે એવો આશીર્વાદ આપો કે દેવી કુશળતાથી રહે; મને તો કોઈ જાતનું દુઃખ નથી." આવો સીધો જવાબ આપવો પડ્યો એથી કંઇક શરમાઇને સુરમા બોલી.

સુરમાને મળવા અને સલાહ આપવા આવેલી સ્ત્રીઓએ આપસ આપસમાં સાંકેતિક ભાવે એકબીજાને કહ્યું :

"મોટી વહુ કંઇ સાધારણ નથી; એ તો ભારે નટખટ લાગે છે."

*

સુરમાના સ્વસુરગૃહે આવતાં જ આ બાજુ સમાજમાં ભારે ખળભળાટ મચી ગયો હતો. અંબિકા બાબુના જીવનકાળ દરમિયાન જ 'પતિતા' કહીને પંકજે જે સ્ત્રીને ત્યજી દીધી હતી અને બીજી સાથે લગ્ન કરી નાખ્યાં હતાં, આજે એ 'પતિતા'ને જ પોતાના ઘરમાં લાવી પત્નીપદે સ્થાપીને એણે ભારે દુઃસાહસનો પરિચય આપ્યો હતો. લોકોને ખાતરી થઈ ગઇ હતી નાની ઉંમરમાં આટલી મોટી જમીનદારીનો માલિક બની જવાના કારણે જ પંકજનું મગજ ગરમ થઈ ગયું છે અને એથી જ એ સમાજ અને ધર્મને આ પ્રમાણે ઠોકરે મારીને પોતાનું મનમાન્યું કામ કરવાની હિંમત દાખવી રહ્યો છે.

આમ થતું રહેશે તો લોકોમાંથી સમાજનો ડર દૂર થઇ જશે અને એથી વખત જતાં એનું તેમ જ હિન્દુધર્મનું અસ્તિત્વ પણ લોપાઈ જશે. જમીનદાર હોવાથી અથવા પૈસાદાર બનવાથી શું એણે આ પ્રમાણે સમાજનું અપમાન કરવું કોઈ પણ રીતે ઉચિત છે? આખરે અંબિકા બાબુ પણ જમીનદાર જ હતા. એ તો પંકજના કરતાં અધિક પ્રતાપશાળી હતા; પરંતુ એમણે તો કદિયે એવું મનમાન્યું કોઇ જ કામ કર્યું ન હતું. સમાજ અને ધર્મ સમક્ષ એમનું શિર સદૈવ ઝૂકેલું જ રહેતું. એમનો દીકરો આટલો ભારે અન્યાય અને અત્યાચાર કરે એ સમાજ એટલા માટે સહન ન કરી શકે કે તે એક જમીનદાર છે. સમાજ તો રાજાનો પણ રાજા છે અને બળવાનથી પણ બળવાન છે.

પંકજની વિરુદ્ધ સમાજમાં અંદરખાને ને અંદરખાને આ પ્રકારની આગ તો જરૂર સળગી ઊઠી, પરંતુ કોઈ પણ આદમી આગળ પડીને સામાજિક અપમાનનો બદલો લેવાને સામો ઊભો થયો નહિ. કેવળ ખાનગીમાં શેખી વધારીને પંકજની વિરુદ્ધ સખ્ત વિચારો પ્રગટ કરવામાં જ એ લોકો પોતાની બહાદુરી બતાવવા લાગ્યા.

ગામમાં ચાલી રહેલી આ બધી વાતોથી પંકજ હંમેશાં માહિતગાર રહેતો. લોકોની તરેહ તરેહની વાતો સાંભળીને પંકજ સુરમાની નિર્દોષિતા સાબીત કરવાને વ્યગ્ર થઇ ગયો; પરંતુ નિરંજન નામના એક હોંશિયાર માણસે એમ કરતાં એને અટકાવી દીધો.

"એવું કામ ભૂલ્યેચૂકયે પણ ન કરતા, બાબુજી!" નિરંજને પંકજને સલાહ આપી, "એમ કરવા જતાં તો લોકો તમારા માથા પર ચડી વાગશે. જ્યાં સુધી સમાજના માણસો તમારી સમક્ષ આવીને કંઈ ન કહે ત્યાંસુધી તો તમારે ગુપચૂપ બેસી રહેવું એ જ બહેતર છે."

"પરંતુ જાતજાતની વાતો સાંભળી સાંભળીને તો મારો નાકે દમ આવી ગયો છે."

"એ તો હજી કંઈ વિસાતમાં નથી. સતી સીતા માટે ભગવાન શ્રી રામચંદ્રજીને આથી પણ અધિક અપમાનજનક વાતો સાંભળવી પડી હતી. હવે થોડા દિવસો પછી જ મોટા બાપુની વરસી વાળવી પડશે. એ સમયે બધી યે વાત આપોઆપ બહાર આવી જશે."

"એ સમયે જો સમાજના લોકો બસુરા અવાજ કાઢશે તો શું કરશું?"

"સમાજના લોકોના એ બસુરા અવાજને સૂરીલો બનાવતાં આપણને વધુ વાર નહિ લાગે."

"એ કરતાં તો એ જ સારું છે કે પહેલેથી જ એક નિશ્ચય નક્કી કરી લેવો; એ જ વધારે બહેતર છે."

"નિશ્ચય કરવા માટે જ્યારે તમે સમાજના લોકોને બોલાવશો ત્યારે એ એમ માનશે કે તમે એમનાથી ડરી ગયા છો. એમ એક વખત બનશે તો પછી એ લોકો માથે જ ચડી જશે."

"માથે ન ચડી જાય એ ખાતર તો સત્ય વાત સમાજના લોકોને આપણે પહેલાંથી જ સમજાવી દેવી જોઈએ."

"પરંતુ એ તમારી કોઈ વાત પર વિશ્વાસ જ નહિ કરે અને ઉગ્ર ચર્ચા થશે તેમ જ વગર લેવેદેવે ડખો ઊભો થશે."

"એમાં ચર્ચામાં ઊતરવાની ક્યાં જરૂર છે? હું તો એમ જ કહી દઈશ કે જે લોકોને મારી વાત પર વિશ્વાસ બેસતો ન હોય એ જાતે જ ત્યાં જઈને પૂછપરછ કરી આવે."

"પૂછપરછ કરવાને જે બે–ચાર માણસો જશે એ પ્રમાણિકપણે કદાપિ કોઈ પણ કામ કરશે નહિ અને જો કરશે તો પણ ખરી વસ્તુ નહિ જાણનારા લોકો તો એમ જ કહેશે કે ત્યાં જનારા લોકોનું મોં તમે પૈસાથી બંધ કરી દઈને પોતાને વશ કરી લીધા છે અને એથી જ એ જૂઠું બોલે છે."

"તો પછી બીજો ઉપાય શું છે? તમે કંઈ કહી શકો છો, નિરંજન?" પંકજે ચિંતાતુર ચહેરે પૂછ્યું.

"ઉપાય શોધવા માટે તમારે જરા પણ વિચાર કરવાની જરૂર નથી. તમે એક કામ કરો. મોટા બાપુની વરસી બહુ ધામધૂમથી ન કરતાં દાન–દક્ષિણા દ્વારા સમાજનું સન્માન કરવાની વ્યવસ્થા કરો. પછી જોજો, કોઈ પણ ચૂં કે ચાં કરે તો મને કહેજો. મારી વાતમાં જો કંઈ ફરક પડે તો મારું નામ નિરંજન નહિ. સૌથી પહેલવહેલા વિદ્યાનિધિ મહારાજને બોલાવીને દાન–દક્ષિણા આપવી પડશે."

આખરે એમ જ થયું. નિરંજનની ગોઠવણ પ્રમાણે વિદ્યાનિધિને જ પહેલવહેલી દક્ષિણા આપવામાં આવી. દક્ષિણામાં કપડાં હતાં, રોકડા રૂપિયા હતા, અનાજ હતું, બીજી પણ અનેક જાતની વસ્તુઓ હતી. આ વસ્તુની જાણ થતાં સૌ લોકોને ઘણું ઘણું મળવાની આશા બંધાઈ. આનું પરિણામ એ આવ્યું કે સૌની જીભ ઉપર તાળું વસાઈ ગયું–કોઈએ પણ પંકજની વિરુદ્ધ અવાજ સરખો ય ન કાઢ્યો.

નિર્વિઘ્ને સઘળું કામ પતી ગયું–પંકજના જીવમાં જીવ આવ્યો.

"જોયું ને?" ઈન્દુએ હસીને પંકજને કહ્યું, "સમાજ કહો યા ગમે તે કહો, પણ બધું ય માણસના હાથમાં જ છે."



“ના, નાની બા—નાની બા, મોટી બાનો મારા ઉપર જરાય પ્રેમ નથી; એ મને જોઇને જરા જરામાં ગુસ્સે જ થઇ જાય છે.” બે હાથે ઇન્દુના ગળે વળગી પડીને દેવી બોલ્યો.

નાની બાને ઉપલી વાત કહેતાં કહેતાં દેવીનો ચહેરો અભિમાનથી કંઇક ગંભીર બની ગયો.

“ચાલ, આઘો ખસ, ગાંડો નહિ તો!” ઇન્દુએ એના ગંભીર ચહેરા સામે સ્નેહભરી દૃષ્ટિએ જોઇને કહ્યું, “માનું હેત કંઇ પોતાના પુત્ર પર ન હોય? ખબરદાર, જો આવી વાત ફરીથી કહી તો!”

“પણ હું સાચું કહું છું, નાની બા.” નાનુંશું માથું હલાવતો દેવી ફરીવાર બોલ્યો, “મોટી બા હવે મારા પર જરાકે વહાલ કે પ્રેમ રાખતાં નથી. હમેશાં એ તો મારા પર ક્રોધ જ કર્યા કરે છે.”

“એ એમ શા માટે કરે છે?”

“રાતદિવસ હું તમારી પાસે રહું છું તે માટે.”

દેવીનો ઉત્તર સાંભળી ઇન્દુ તો ચૂપ જ થઇ ગઇ.

“તું સાવ ગાંડો છે ગાંડો, દેવિ!” થોડી વાર ચૂપ રહ્યા પછી પોતાની જાતને સંભાળી લઇ ઇન્દુ હસતી હસતી બોલી, “મારી પાસે તું રહે એમાં તે વળી એ કદીયે નારાજ કે ગુસ્સે થાય? તું કંઇ તોફાન કરતો હોઇશ.”

"ઊહું !" જોરથી ઇન્દુના અભિપ્રાયનો ઇન્કાર કરતું ડોકું ધુણાવતો દેવી બોલ્યો, "મેં કંઈ તોફાન કર્યું જ નથી, છતાં પણ મોટીબા તો મને ઘણી ઘણી વાતો સંભળાવે છે. એ દિવસે બહાર ફરવા જતી વખતે મોટીબાએ મને કપડાં પહેરાવ્યાં હતાં; પરંતુ તમે એમ કહીને મને બીજો કાળો કોટ પહેરાવ્યો હતો કે એ તમને પસંદ નથી. એ દિવસે ફરીને ઘેર આવ્યા પછી મોટીબા મને મારવા દોડયાં હતાં."

"હેં ! મારવા દોડયાં હતાં ? મને લાગે છે કે એ આજકાલ બહુ દુષ્ટ થઇ ગયાં છે." બનાવટી આશ્ચર્યથી આંખો ફાડીને ઇન્દુ બોલી.

"ખરેખર નાની બા, હવે તો મોટી બા મને વાત વાતમાં મારવા જ દોડે છે." ઓશિયાળું મોં કરીને દેવીએ કહ્યું, "કાલે મેં તમારી પાસે સૂવા આવવા કહ્યું તો બાપુજીની નજર સામે જ મોટીબાએ મારા કાન આંબળ્યા હતા; બાપુજી પણ કંઇ બોલ્યા નહિ!"

ઇન્દુએ નિસાસો નાખ્યો.

"નહિ બેટા, તું સમજ્યો નહિ." દેવીના માથા પર પ્રેમથી હાથ ફેરવતી ફેરવતી ઇન્દુ કોમળ સ્વરે બોલી, "મારી પાસે સુવામાં તને તકલીફ પડશે એ ભયથી જ એમણે તને મારી પાસે આવતાં વાર્યો હશે."

"ઊંહું ! એમ નહિ નાની બા." દેવીએ તુરત જ ઉત્તર આપ્યો, "તમે તો હજુ એમ જ જાણતાં લાગો છો કે જાણે હું કંઈ સમજતો જ નથી. તમે તો મને આખી યે રાત પડખામાં લઇને જ સુવાડો છો."

"અને તારી મોટી બા શું તને ઓરડાના એક ખૂણામાં નાખી મૂકે છે?"

"એમ નહિ તો બીજું શું ? હું રાત્રે પથારીમાં કયાં પડયો છું એ મોટી બા એક વાર પણ ઊંચી આંખ કરીને ય જોતાં નથી. ઊલટું જ્યારે હું મોટેથી બૂમ મારીને એમનું ધ્યાન ખેંચું છું ત્યારે પ્રેમથી બોલવું તો દૂર રહ્યું, પણ એ તો મને ધમકાવીને દમ દે છે."

"તું તો હવે જાણે મોટો વિદ્વાન–મહાપંડિત થઇ ગયો હોય એમ દેખાય છે." મહામુશ્કેલીએ અંતરનો ભાવ છુપાવીને કૃત્રિમ હાસ્ય હસતાં ઇન્દુએ કહ્યું, "હવે તો તું બીજાના દિલની વાતો સમજવામાં પણ પાવરધો બની ગયો હોય એમ લાગે છે!"

આ શબ્દો બોલતાં બોલતાં ઇન્દુ એના માથા પર પ્રેમથી હાથ ફેરવવા લાગી.

"ખરેખર નાની બા, હું બીજાના દિલની વાત બહુ જ જલદી સમજી જાઉં છું. મોટી બા તમને ખરાબ ગણે છે એથી તો એમનાથી આ બધું જોયું જતું નથી." ફરીથી પ્રેમપૂર્વક ઇન્દુના ગળે વળગી પડીને દેવીએ ઉત્તર આપ્યો.

દેવીના આ ઉત્તરે ઇન્દુના હૃદય પર વળી ભારે કારમી ટક્કર મારી,

"શોક્યને તો બધીયે સ્ત્રીઓ ખરાબ જ ગણે છે! એટલે બહેનને માટે એ કોઇ નવી વાત નથી."

દેવીની સમક્ષ બોલવાની ઇચ્છા ન હોવા છતાંય ઇન્દુના મોઢામાંથી એકાએક ઉપરના શબ્દો સરી પડયા.

ઇન્દુના વિચિત્ર અવાજથી ચમકી જઇને દેવીએ આશ્ચર્યભરી દૃષ્ટિએ એના ચહેરા સામે જોયું.

"અને તારા બાપુજી?" પોતાના અંતરના ભાવને છુપાવવાનો યત્ન કરતી ઇન્દુ હસીને પૂછવા લાગી.

પરંતુ બાળકના સરળ હૃદય પાસે એનો આ બનાવટી યત્ન સફળ નીવડયો.

"બાપુજી પણ તમને સીધી નજરે જોવા ઇચ્છતા નથી, એમ મને લાગે છે, નાની બા!" ઇન્દુની છાતી પરની સાડીમાં પોતાનું મોં છુપાવી ઉદાસ સ્વરે દેવીએ ઉત્તર આપ્યો, "એ મારા ઉપર તો નારાજ નથી થતા, પરંતુ મોટી બા જ્યારે જ્યારે મને મારે છે કે

ધમકી આપે છે ત્યારે ત્યારે એ મને તો કંઇ કહેતા નથી; પરંતુ ઊલટા એમને ઠપકો આપે છે કે મને તમારી પાસે શા માટે જવા દે છે! તમે મને તમારી પાસે રાખીને બગાડી રહ્યાં છો. એનું ફળ......'

"રામ રામ, તું આવી વાત તારી જીભે મને શા માટે કહે છે, દેવી?" વાત ટૂંકાવી દઇને ઇન્દુ ભયભીત અવાજે બોલી.

"શું હું ખોટું બોલું છું, નાની બા? બાપુજી કહે છે કે એમને માટે હું કરી પણ શું શકું?'

"ચૂપ રહે, ગાંડા! એમ એ કદી પણ ન કહે. તારા સાંભળવામાં ભૂલ થઇ હશે. બીજું કંઈ કહેતા હશે."

"મારી તો જરાકે ભૂલ થતી નથી. એક દિવસની વાત હોય તો જાણે કે હું એમ માની લેત; પરંતુ જ્યારે જ્યારે મોટી બા મને ધમકાવવા કે મારવા માંડે છે ત્યારે ત્યારે બાપુજી તો એમ જ કહ્યા કરે છે. મેં એક વખત નહિ પણ વીસ વખત બાપુજીના મોઢથી આ વાત સાંભળી છે."

ઇન્દુએ મહામુશ્કેલીથી પોતાના દિલનો ભાવ દબાવી રાખ્યો; પરંતુ એકાએક એણે કઠોર થઇ દેવીને પોતાથી અળગો કરતાં કહ્યું:

"હવેથી તું મારી પાસે કદી આવતો નહિ. જા, ખસ અહીંથી."

ઇન્દુના આ વર્તનથી દેવી થોડી વાર તો સ્તબ્ધ જ બની ગયો અને ઇન્દુના ચહેરા સામે એકીટશે જોઇ રહ્યો.

"ઊંહું—શા માટે નહિ આવું?" એકદમ કૂદીને ઇન્દુના ખોળામાં બેસી જઇ દેવી બોલ્યો, "હું તમને છોડીને ક્યાંય જવાનો નથી નાની બા! હું તો તમારી પાસે ને પાસે જ રહીશ. તમે ગમે એ અને ગમે એટલું કહેશો, મને મારશો કૂટશો તોય હું તમને કદી પણ છોડીશ નહિ."

"નહિ નહિ દેવી, એમ ન થાય. હું તને મારી પાસે કોઇ પણ રીતે હવેથી આવવા જ નહિ દઉં. જો તું મારી વાત એમ ને

એમ સીધી રીતે નહિ માને તો મારે તને માર મારીને પણ ભગાડવો પડશે. જોઉં છું કે પછી તું કેમ મારું કહ્યું નથી માનતો !"

"હું જઈશ જ નહિ. તમે મને મારીને કેવી રીતે ભગાડશો ? તમે મારશો તોય હું નહિ જાઉં. તમારા મારવાથી મારું કંઈ બગડશે નહિ, નાની બા !"

ઈન્દુનું હૃદય દેવીના બોલથી ભરાઈ આવ્યું, એની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં.

"શા માટે બેટા, તું મારા હાથનો નકામો માર ખાવા માગે છે ?" દેવીને પોતાના ખોળામાંથી આઘો ખસેડતાં રૂંધાયેલા અવાજે ઈન્દુ બોલી, "તું બીજાનો દીકરો છે ? હું તારી શું થાઉં ? તું મારા માટે દુનિયાભરની વાતો શા માટે સાંભળે છે અને માર શા માટે ખાય છે ?"

ઈન્દુએ આજે કહી સંભળાવી એવી આશ્ચર્યજનક વાત દેવીએ આ પહેલાં કદીયે સાંભળી ન હતી.

"હું બીજાનો દીકરો છું ! નાની બા......"

આટલું દેવી બોલ્યો ત્યાં તો એની પીઠ પર ધબધબ કરતા બે ચાર મુક્કા પડયા, અને એ રોયો ન રોયો ત્યાં તો સુરમાનો તીખો અવાજ એના કાને અથડાયો :

"મારા રોયા ! માયા–પ્રેમ મેળવવાની તારે માટે બીજી કોઈ જગ્યા જ નથી કે શું ? તને આટલો આટલો વાર્યો છતાં ય હજી કંઈ સાન ન આવી ? તને થયું છે શું ? ચાલ પાછો તને પાંશરો કરું ! મેં તો બહુ બહુ સહન કર્યું છે; હવે તો મારાથી રહેવાતું નથી."

કહેતાં કહેતાં જ સુરમા રડતા દેવીનો હાથ પકડીને ત્યાંથી બહાર ઘસડી ગઈ.

ઈન્દુ આ દૃશ્ય જોઈને અવાક્ થઈ જ્યાંની ત્યાં જ સ્થિર થઈ ગઈ.

દેવી ઇન્દુના પગ પર માથું ટેકવી લાંબો થઇને પડયો પડયો વાતો સાંભળી રહ્યો હતો. એ વાતમાં એકધ્યાન થઇ ગયો હતો. વાત બીજી કોઈ ન હતીઃ કેવળ પોતાના જ લગ્નની એ વાત હતી. કેવી ધામધૂમથી પોતાનાં લગ્ન થશે, લગ્ન કર્યા પછી નવી વહુ હાથીની અંબાડી પર બેસી ઘેર આવશે ત્યારે એને જોવાને આખું યે ગામ કેવું ઊમટશે, સંખ્યાબંધ સ્ત્રી-પુરુષો ટોળે વળી વળીને રસ્તાની બન્ને બાજુએ ઊભાં રહેશે, દેઢી પર નોબત-સરણાઇઓ વાગશે, કલકત્તાથી બેન્ડ-વાજાં મંગાવાશે, બંદૂકો અને ફટાકડાઓ ફડાફડ ફૂટશે, એના અવાજથી આકાશ ગાજી ઊઠશે વગેરે વગેરે વાતો રસભરી વાણીમાં ઇન્દુ દેવીને ઝીણવટથી કહી રહી હતી અને દેવી આશ્ચર્યચકિત થઇને નાની બાની એ મજેદાર વાત આનંદભેર સાંભળી રહયો હતો ત્યાં એક દાસીએ આવીને કહ્યું:

'ચાલો, જમવા ચાલો, ભાઇ!'

'મારે જમવું નથી-મને જરાકે ભૂખ નથી લાગી.' રસભરી વાતમાં વિઘ્ન પડતું જોઇને દેવીએ નારાજ થઇને કહ્યું.

દેવીનો ઉત્તર સાંભળી દાસી આશ્ચર્યમાં પડી ગઇ.

'શુ? તમે શું કહો છો ભાઈ? જમવા નહિ આવો? તમે ક્યારનું ય કંઇ ખાધું નથી. ઊઠો, જમવા ચાલો. જમી આવીને પાછા વાતો સાંભળજો, નાની બા તમને જરૂર કહેશે. ચાલો, ઊભા થાઓ તો

ભાઈ ! જમવાનું પીરસીને મોટી બાએ તમને બોલાવી લાવવા મને અહીં મોકલી છે.'' દાસીએ દેવીને જમવા આવવાનો આગ્રહ કરીને સમજાવ્યો.

"ભલે મોટી બાએ બોલાવવા મોકલી; હું નહિ આવું." મોં ફેરવીને દેવી બોલ્યો.

"નાની બા, તમે તમારે તમારી વાત આગળ ચલાવો."

"પણ જમવું કેમ નથી ? ખાધા–પીધા વગર તે કંઇ ચાલતું હશે ?" કંઈક તિરસ્કારભર્યા અવાજે ઇન્દુ બોલી.

"ના, મારે જમવું જ નથી." દેવીએ માથું હલાવીને જમવાની અનિચ્છા દર્શાવી કહ્યું.

ઇન્દુ દેવીને ફોસલાવીને મીઠા શબ્દોમાં જમી આવવાને સમજાવવા લાગી.

"ભલે ત્યારે હું જમવા જઇશ, પણ તમારે મારી સાથે ત્યાં આવવું પડશે. હું તમારા હાથે જ જમીશ." ઇન્દુના આગ્રહ આગળ દેવી નમી પડયો, અને જમવા જવાને તૈયાર થયો.

"મારે ત્યાં આવવાની શું જરૂર છે ? તું એકલો જ જા, તને તારી મોટી બા જમાડશે."

"ઊંહું" ડોકું ધુણાવીને દેવીએ જમવા જવાનો વળી પાછો ઇન્કાર સંભળાવી દીધો.

ઇન્દુ લેવાદેવા વગર પાછી મુશ્કેલીમાં આવી પડી. એ બરાબર જાણતી હતી કે પોતાના જમાડયા વિના દેવીનું પેટ પૂરેપુરૂં ભરાતું નહોતું. દેવીને જમાડવા જવામાં એને કોઈ જાતનો વાંધો ન હતો; પરંતુ ફક્ત ડર હતો દેવીની બાનો. એ કેટલાય દિવસોથી જોઈ રહી હતી કે દેવીને જમાડવા જતાં સુરમાનું મોં ચડી જતું હતું. એ પોતાના દિલનો ભાવ પ્રકટ તો નહોતી કરતી, પણ મનમાં ને મનમાં ગુંગળાતી હતી અને પછી તો દેવીને એની નજીવી ભૂલને કારણે એ

ખૂબ મારી–પીટીને પોતાના દિલની ઊંડી નારાજી પ્રગટ કરતી હતી. ઇન્દુ એ સમજી જઇને સાવધાનીપૂર્વક ચાલવાનો યત્ન કરતી, પરંતુ દેવી એની એ સાવધાનીને નષ્ટ કરી નાખતો હતો. એ જમવા અને સુવા વખતે નાની બાને કોઇ પણ રીતે છોડતો ન હતો.

જ્યારે દેવી નાની બાને સાથે લઇને જમવા જવાને કોઈ રીતે ય રાજી ન થયો ત્યારે લાચાર થઇને ઇન્દુને ઊઠવું પડયું. એને સાથે લઇને રસોડામાં દાખલ થતાં જ જોયું તો સુરમા થાળી પીરસીને દેવીના આવવાની રાહ જોતી બેઠી હતી. પરંતુ એની સાથે ઇન્દુને આવેલી જોતાં જ એનો ચહેરો ક્રોધથી એકદમ લાલચોળ થઈ ગયો.

"એ કોઇ રીતે જમવા નહોતો આવતો બહેન, એટલે માંડમાંડ ફોસલાવીને હું એને સાથે લઈ આવી છું." સુરમાના ચહેરાનો ભાવ જોઇને ઇન્દુએ પોતાના ત્યાં આવવાનું કારણ દર્શાવી દીધું.

"એટલો બધો ફોસલાવી–પટાવીને એને લાવવાની શું જરૂર હતી?" દેવી સામે કરડી નજરે જોઇને સુરમા તીખા અવાજે બોલી, "એને ભૂખ નથી લાગી તો એને પરાણે જમાડવાની કંઇ જરૂર નથી. જોઉં છું કે એ કેટલા દિવસ જમ્યા વગર રહે છે?"

આટલું બોલીને સુરમાએ ગુસ્સો કરી પીરસેલી થાળી આઘી ખસેડી દીધી.

"ભૂખ કેમ ન હોય બહેન? એની ટેવ તો તમે જાણો છો ને મોટી બહેન? મારા જમાડયા વગર એ કદી જમતો નથી." સુરમાના ક્રોધનું કારણ સમજી જવા છતાંય ઇન્દુ હસીને બોલી.

અને આઘી હડસેલી મૂકેલી થાળી લેવાને એ રસોડામાં આગળ વધી.

"વારૂ, એ એની મેળે જમે છે કે નહિ એ હું જોઉં છું. ખબરદાર, એને કોઇ જમાડે તો!" સુરમા બાડુકીને બોલી.

થાળી લેવા જતી ઇન્દુ એકાએક અટકી ગઈ.

"નાના બાળકમાં વળી આટલો બધો મિજાજ! આટલી હઠ! જોઉં છું કે એની એ જીદ રહે છે કે મારી જીદ રહે છે!" સુરમા પાછી ગુસ્સાથી રાતીપીળી થઈને બોલી.

થાળી ઉપર જોરથી બીજી થાળી પછાડતી ઢાંકી દઈને સુરમા ઝડપથી રસોડા બહાર ચાલી જવા લાગી.

"છિ: છિ: બહેન, આ તે તમે શું કરી રહ્યાં છો? આમ બોલવું તમને શોભતું નથી." ઇન્દુ ઉદાસ થઈને બોલી.

સુરમા એકાએક ઊભી રહી ગઈ.

"હા હા, હું એમ જ કરીશ." ઇન્દુ ઉપર ગુસ્સાની વરાળ કાઢતાં સુરમા બોલી, "મારો દિકરો દિવસે દિવસે બગડી રહ્યો છે, એને હું જરૂર સુધારીશ. એમાં કોઈએ વચ્ચે પડવાની જરૂર નથી. આમ કંઈ દીકરા પર હેત કરાય નહિ, એ તો દીકરાનું બૂરૂં ઇચ્છાય છે. હું કંઈ એટલી બેવકૂફ નથી કે એટલું પણ ન સમજું!"

સુરમાના શબ્દો સાંભળતાં ઇન્દુનું મોં પડી ગયું. એના એ પડી ગયેલા મોં સામે એક વાર કરડી નજરે જોઈ સુરમા ઉતાવળા પગલે રસોડા બહાર ચાલી ગઈ.

દેવીને કેડમાં તેડીને ઊભેલી ઇન્દુમતી સ્તબ્ધ બનીને જેમની તેમ ગુપચૂપ ઊભી જ રહી ગઈ.

મોટી બાની ભયંકર ચંડિકા મૂર્તિ જોઈને ડરી જઈ દેવી નાની બાના ખભા પર પોતાનું મોં છુપાવવાની કોશિશ કરી રહ્યો હતો.

"તમારા ઓરડામાં ચાલો, નાની બા." સુરમાના ચાલ્યા ગયા પછી દેવીએ ધીરે રહીને માથું ઊંચું કર્યું અને ભયભીત સ્વરે ઇન્દુને કહ્યું:

"જમવું નથી?' દીકરાને ગભરાયેલો જોઈને ઇન્દુએ એને નિર્ભય કરવા મહામુશીબતે જરાક હસીને કહ્યું,

"ના." ડોકું ધુણાવીને દેવીએ ઉત્તર આપ્યો.

"ભૂખ નથી?"

"ના."

"વારૂ, તો ચાલ આ વખતે."

ઇન્દુ ધીરે ધીરે રસોડા બહાર આવી; ત્યાં તો એના કાન પર કોઇના બોલવાનો અવાજ અથડાયો. પડખેના મકાનમાં જ રહેતી ત્રિપુરાસુંદરી સુરમાને ઉદ્દેશીને કહી રહી હતી :

"તમને તો મેં પહેલાંથી જ કહી દીધું હતું મોટી વહુ, કે જે સ્ત્રીના દિલમાં દીકરાની માથી પણ અધિક દર્દ થાય છે એને ડાકણ જ સમજવી. એ દિવસે ડૉકટર પણ કહી ગયો હતો કે ખાવાપીવાની ગરબડથી જ દીકરાની તંદુરસ્તી દિનપ્રતિદિન બગડી રહી છે. હવે જો તમે દીકરાનું રક્ષણ કરવા માગતાં હો તો મોટી વહુ એને ભૂલેચૂકે પણ એની પાસે જવા ન દેતાં."

આ કથન સાંભળતાં ઇન્દુમતીનું શરીર નિષ્પ્રાણ થઈ ગયું. એનું માથું એકાએક કોઈ અકથ્ય દર્દથી ઝણઝણી ઊઠયું. એણે જલદીથી દેવીને કેડમાંથી નીચે ઊતારી દીધો અને દોડતી પોતાના ઓરડામાં ચાલી ગઈ. ઓરડામાં ઉતાવળી આવીને એ પથારી પર પડીને રોવા લાગી.

*

આજકાલ ઇન્દુમતીને સ્વામી સાથે મેળાપ થતો ન હતો; પરંતુ આજે એકાએક પંકજ એના ઓરડામાં આવી ચડ્યો. એણે બે-ચાર આડી અવળી વાતો કર્યા પછી દેવીનો પ્રસંગ છેડીને કહ્યું:

"દેશમાં આ સાલ ભયંકર મેલેરિયા છે. દેવીનું સ્વાસ્થ્ય પણ સારૂં રહેતું નથી. એથી મારો ઇરાદો છે અને ડૉકટરે પણ સલાહ આપી છે કે હું દેવીને લઇને થોડાક દિવસ કલકત્તા જઇને રહું."

ઘણા દિવસે આવીને પતિએ પોતાનાથી અલગ થવાની વાત ઉચ્ચારી છે એવી શંકા ઇન્દુના મનમાં ઉત્પન્ન થયા વગર રહી નહિ. એ મનમાં ને મનમાં નિસાસો નાખીને બોલી:

"હા પરમાત્મા ! સ્વામી પણ દેવીને પોતાનાથી અલગ પાડવાને વ્યગ્ર થયા છે !"

ઇન્દુમતી વિચારે ચડી.

"કેમ શું કહે છે, ઇન્દુ ?" પંકજે પાછો પ્રશ્ન કર્યો.

"બરોબર છે. દેવીના સ્વાસ્થ્યનું ધ્યાન તો રાખવું જ જોઇએ ને !" ઇન્દુએ નિસ્તબ્ધતાનો ભંગ કર્યો અને ઉત્તર આપ્યો.

"એ તો જાણે ઠીક છે, પરંતુ આપણે બધાયે અહીંથી જવું બરાબર નથી." પંકજે મૂળ મુદ્દાની વાત કહેવા માંડી, "આપણે બધાં જ જઇશું તો મકાન અવાવરૂ થઇ જવાનો મને ભય રહે છે, એટલે જ તમારે અહીં રહેવું પડશે અગર તો મારે રહેવું પડશે. આ વખતે આપણા બન્નેથી તો જવાશે જ નહિ. ગયા વખતે આપણે બન્ને પ્રવાસે ગયાં હતાં તો અહીંનું કેટલું બધું કામ વણસી ગયું હતું ! દાસીઓ રાતદિવસ ટંટા-ઝઘડા કરવામાં જ દિવસો વિતાવે છે; નોકર-ચાકરો પણ કેવળ બેઠા બેઠા ખાય છે અને ચોરીચપાટીઓ કરે છે. મહેમાનોનો ઉતારો પણ ત્યારે બે દિવસ સુધી સદંતર બંધ જ રહ્યો હતો. એક દિવસ ઠાકોરજીને નૈવેદ્ય પણ, કહે છે કે ધરાવ્યું નહોતું. એથી તો મને લાગે છે કે આપણા બેમાંથી એક જણે તો અહીં જરૂર રહેવું જ જોઇએ અને બીજા કોઇને રાખી જવું એ પણ ચાલે નહિ. જો હું જાઉં તો તારે........"

"બરોબર છે." ઇન્દુએ પંકજને આગળ બોલતો અટકાવીને કહ્યું, "ભલે તમે જ જાઓ. હું અહીં રહીને બધું કામકાજ સંભાળી લઇશ."

"વધારે દિવસ નહિ લાગે. વધુમાં વધુ શિયાળો પૂરો થતાં સુધી અને એના પણ હવે કેટલા દિવસો બાકી છે? ગમે એટલા દિવસો હોય પણ વચ્ચે વચ્ચે હું એકાદ–બે દિવસ પાછો અહીં આવી જઈશ ને?" ઇન્દુના સંતોષકારક ઉત્તરથી સંતુષ્ટ થઈને પંકજે કહ્યું.

"આવવું ન આવવું એ તો તમારી મરજીની વાત છે. તમારા ન આવવાથી પણ કોઈ નુકસાન નહિ થાય." શાંત અને ગંભીર સ્વરે ઇન્દુએ કહ્યું.

આટલું બોલી ઇન્દુએ આંખમાં આવતાં આંસુ છુપાવવાને ઝડપથી પોતાનું મોઢું બીજી બાજુ ફેરવી લીધું.

પંકજ ઇન્દુની એકાએક સંમતિ આપવાનો મૂળ મર્મ સમજી ગયો; એની એ સ્વીકૃતિમાં અભિમાનનો કેટલો અંશ છુપાયેલો છે એ પંકજ બરાબર માપી ગયો. પરંતુ એમ છતાં ય એણે એક અક્ષર પણ એ સંબંધી એને કહ્યો નહિ.

થોડાક દિવસો પછી પંકજ દેવીને લઈને કલકત્તા ગયો; સાથે સુરમા પણ ગઈ. એ લોકોની વિદાય વખતે ઇન્દુએ એટલી તો ગંભીરતાથી પોતાનો મનોભાવ છુપાવીને સ્થિરતા બતાવી કે પંકજ આશ્ચર્યમાં પડી ગયો. વિદાય વેળાએ દેવીના ગાલ પર ચૂમી લેતી વખતે પણ એના ચહેરા પર કાતરતાનું રજમાત્ર પણ ચિહ્ન દેખાયું નહિ.

પરંતુ બધાંના ચાલ્યા ગયા પછી જ્યારે વિશાળ મકાનમાં એકાએક શૂન્યતા છવાઈ ગઈ ત્યારે ઇન્દુ કોઈ પ્રકારે પોતાની દૃઢતા સાચવી શકી નહિ. વાવાઝોડાના ભયંકર તોફાનને લીધે તૂટી પડેલી લતાની જેમ એ ઓરડામાં આવી ધબ લઈને જમીન પર પડી ગઈ. એની બન્ને આંખોમાંથી આંસુની અવિરત ધારા વહેવા લાગી: 'હાય! પતિને છોડીને–દેવીને વિદાય કરી હવે હું કોના આશરે ઘરમાં રહીશ!' ઇન્દુના મુખમાંથી અંતરની વરાળ બહાર નીકળી પડી.

૧૬

સેન્ડર્સન સાહેબની સહૃદયતા અને કૃપાથી રમેશને પશ્ચિમબંગાળના એક મોટા શહેરમાં મોટા પગારની સારી નોકરી મળી ગઇ હતી. એટલે હવે એ કલકત્તાનો વસવાટ છોડી દઇ ત્યાં જ રહેતો હતો. ઘણા દિવસો થયાં પોતાની નાની બહેન સુરમાને તેમ જ પ્રિય ભાણેજને ન જોવાથી એનું હૃદય વ્યગ્ર થઈ ગયું હતું; એટલે સાહેબ પાસેથી થોડાક દિવસની રજા લઇને એ સીધો પંકજને ત્યાં ગયો. ભાણેજને જોવા અને રમાડવાને રમેશની એટલી બધી વ્યાકુળતા હતી પણ એ સમયે એ ત્યાં જ ન હતો; સુરમા પણ ન હતી. પંકજ એ બન્નેને લઈને હવાફેર કરવા કલકત્તા ગયો હતો. ઘરમાં ફક્ત ઇન્દુ જ હતી. રમેશને પોતાને ત્યાં પરોણો થઇને આવેલો જોઇ ઇન્દુના આનંદની તો સીમા જ ન રહી.

"આટલા દિવસ તમે ક્યાં હતા, ભાઈ? શું કરતા હતા? આટલા દિવસ કેમ ન આવ્યા? સારી નોકરી પર તો લાગી ગયા છો ને? સારો પગાર મળે છે છતાં ય હજુ લગ્ન કેમ નથી કર્યાં, ભાઇ?" વગેરે વગેરે અનેક પ્રશ્નો પૂછીને ઈન્દુએ એને થોડી વાર તો ઘણો જ હેરાન–પરેશાન કરી મૂક્યો.

"પરંતુ તમે આવાં કેમ થઇ ગયાં છો, બહેન?" રમેશે ટૂંકમાં પોતાની સર્વ હકીકત કહ્યા પછી ઈન્દુને પૂછ્યું, "તમારો ચહેરો આટલો બધો કેમ સુકાઇ ગયો છે બહેન? કોઈ જલદીથી તમને

ઓળખી પણ ન શકે એવાં તમે તો થઈ ગયાં છો! આમ થવાનું કારણ શું છે?"

"મારો ચહેરો જ એવો છે, ભાઈ! વચમાં થોડાક વખત પહેલાં મને ઠીક રહેતું ન હતું, પણ હવે સારૂં છે." ઈન્દુએ હસીને ઉત્તર આપ્યો.

ઈન્દુના આ ઉત્તરથી રમેશને જરા પણ સંતોષ ન થયો. એણે કલકત્તામાં ઈન્દુને જોઈ હતી. આજની ઈન્દુ અને ત્યારની ઈન્દુમાં આસમાન–જમીન જેટલો ફેર થઈ ગયાનું એ જાણી ગયા વગર રહ્યો નહિ. આજે એને જોતાં એને લાગતું હતું કે જાણે એ ઇન્દુ જ ન હતી; જાણે એનું મુડદું જ દેખાતું હતું! એના ચહેરાનું તેજ ઊડી ગયું હતું. ચહેરા ઉપર કાળાશ છવાઈ રહી હતી; આંખો ઊંડી ગઈ હતી; ગાલનાં હાડકાં ઉપસી આવ્યાં હતાં. એમ જ પ્રતીત થઈ રહ્યું હતું કે જાણે પત્રપુષ્પસમૃદ્ધ લતિકા એકાએક આગથી કરમાઈ ગઈ હતી!

ધીમે ધીમે રમેશ સમજી ગયો કે ઈન્દુ ભયંકર ક્ષયરોગથી પીડાય છે. દરરોજ ત્રીજા પહોરે એને તાવ ચડે છે, સખ્ત ખાંસી આવે છે અને કફની સાથે લોહી પણ પડે છે. બે મહિના પહેલાં પંકજ એક વાર બે–ત્રણ દિવસ માટે ઘેર આંટો મારી ગયો હતો અને ઈન્દુની બિમારીની સઘળી હકીકત જાણીને એની સેવા–ચાકરી અને દવાનો બંદોબસ્ત પણ કરી ગયો હતો, પરંતુ એથી ઈન્દુને જરા જેટલો ય ફાયદો થવા પામ્યો ન હતો. તે પછી એ પાછો ઘેર જ આવ્યો ન હતો. ઈન્દુએ બે–ચાર દિવસ જ દવા–ઔષધનું સેવન કર્યું હતું. એ પછી એણે એમ કહીને દવા પીવી છોડી દીધી હતી કે હવે હું સાજી થઇ ગઈ છું. પરંતુ ખરી રીતે તો એ નિરોગ નહોતી થઈ, પણ ઊલટું દિનપ્રતિદિન એનો રોગ વધતો જ રહ્યો હતો.

રમેશે ઇન્દુની બધીયે હકીકત પંકજના જૂના અને વિશ્વાસુ દીવાનને કહી; દીવાને ડૉકટરને બોલાવ્યો.

"હવે તો રોગ અસાધ્ય થઇ ગયો છે." ડૉક્ટરે રોગની ચિકિત્સા કરીને કહ્યું, "આમ છતાં ય હવાફેર કરવાથી કંઇક લાભ થવાનો હશે તો થશે; કેટલો લાભ થશે એ કહેવું મુશ્કેલ છે."

દીવાને ડૉક્ટરના અભિપ્રાય સાથે ઇન્દુની તબિયતના સઘળા સમાચાર પંકજને સવિસ્તર લખી જણાવ્યા. પંકજે એના પ્રત્યુત્તરમાં લખી જણાવ્યું:

"આજકાલ મારી તબિયત બરોબર રહેતી નથી એટલે કોઇ યોગ્ય માણસની સાથે ઇન્દુને હવાફેર કરવા મુંગેર કે બીજી કોઈ જગ્યાએ મોકલી આપજો."

આ પત્ર વાંચીને રમેશને પંકજ ઉપર પારાવાર ક્રોધ ચડયો; અને મનમાં ને મનમાં એ બડબડયો :

"છિ : છિ : પંકજનો આ કેવો નિષ્ઠુર વ્યવહાર છે! આવી ભયંકર અને જીવલેણ બિમારીના સમાચાર મળવા છતાં એ એક વાર પણ અહીં આવ્યો નહિ! નાદુરસ્ત તબિયતનું બહાનું બતાવીને કેવો નિશ્ચિંત થઇ ગયો છે! સુરમા પ્રત્યે પણ એણે બરોબર આવું જ વર્તન દાખવ્યું હતું."

આખરે એણે પોતાના અંતરનો રોષ દબાવી દીધો—ઇન્દુને એની ખબર પડવા ન દીધી.

"પંકજ ન આવ્યા તો કંઈ ચિંતા નહિ. ચાલો ઇન્દુ, હું જ તમારી સાથે મુંગેર આવીશ."

પણ ઇન્દુમતી કયાંય જવા માગતી ન હતી.

"અહીંથી બીજે જવાથી શું થવાનું છે, ભાઇ?" ઇન્દુએ રમેશને કહ્યું, "જો રોગ મટી જ જવાનો હશે તો અહીં રહેવા છતાં પણ એ મટી જશે, નહિ તો ગમે ત્યાં જઇશું અને ગમે એટલાં દવા–દારૂ કરાવીશું તો ય કંઇ ફાયદો જ નહિ થાય."

રમેશ ઇન્દુનું આંતરિક દુઃખ સમજી ગયો; છતાં એનાથી ચૂપ બેસી રહેવાયું નહિ. એણે તો હવાફેર કરવા જવા માટે હઠ પકડી.

"તમારે હવાફેર કરવા જવું જ પડશે, બ્હેન." રમેશે ફરીથી આગ્રહપૂર્વક ઇન્દુને સમજાવવા માંડી, "નહિ તો હું એક ક્ષણ પણ અહીં રોકાઇશ નહિ. તમારે મારું કહેવું માનવું જ પડશે, બ્હેન."

ઇન્દુમતી રમેશની સ્નેહભરી માગણીની અવગણના-ઉપેક્ષા કરી શકી નહિ. હવાફેર કરવા માટે બહારગામ જવાનું આખરે એણે કબૂલ કર્યું.

એ પછી પ્રવાસે જવાની તડામાર તૈયારીઓ થવા માંડી. સાથે રમેશ, એક દાસી અને એક નોકર જવાને તૈયાર થયા. રમેશ પોતે જ વિદ્યાનિધિ મહારાજ પાસે જઇને પ્રવાસે ઉપડવાનું મુહૂર્ત-હવાફેર કરવા જવાનો દિવસ નક્કી કરી આવ્યો.

પ્રવાસે ઉપડવાના એક દિવસ અગાઉની સાંજે જ સુરમાનો એક પત્ર મળ્યો. એ વાંચીને રમેશ ભારે ચિંતામાં પડી ગયો. સુરમાએ રમેશને લખ્યું હતું :

'ભાઈ, તમે મુંગેર હવાફેર કરવાને જાઓ તે પહેલાં ઇન્દુને લઇને એક વાર કલકત્તા આવી જજો. જો તમે નહિ આવો તો મારૂં સત્યાનાશ નીકળી જશે."

પત્ર વાંચીને રમેશ કેવળ ચિંતાતુર જ નહિ પરંતુ વિસ્મિત પણ બની ગયો. એનું મગજ અનેક તર્ક-વિતર્ક કરવા લાગ્યું :

"સુરમા પર એકાએક એવી તે કઇ આફત આવી પડી હશે ? હજી ત્રણ ચાર દિવસ પહેલાં જ પંકજનો પત્ર આવ્યો હતો, પણ એમાં તો એણે કોઇ જાતની સંકટની વાત જ લખી જણાવી નથી. શું પંકજની તબિયત ઠીક નહિ હોય ? શું દેવી એકાએક માંદો પડી ગયો હશે ? એથી ચિંતાગ્રસ્ત સુરમાએ આ પત્ર લખ્યો હશે ? એ ગમે તેમ હોય પણ મારે ત્યાં તુરત ગયા વગર છૂટકો જ નથી."

રમેશે સુરમાનો પત્ર ઇન્દુને વાંચવા આપ્યો.

"જરૂર, એના પર કોઇ ભારે સંકટ આવી પડ્યું લાગે છે, ભાઇ ! ચાલો, આપણે આજે જ કલકત્તા જઇએ." પત્ર વાંચીને ઇન્દુ વ્યાકુળ બનીને બોલી.

"પણ તમે કલકત્તા આવશો ? મુસાફરીથી તમારો રોગ વધી જશે તો, ઇન્દુ ?" ઇન્દુની કલકત્તે જવાની ઇચ્છા જાણી આશ્ચર્ય-ચકિત થઇ રમેશ બોલ્યો.

"મારી તમારે કોઈ ચિંતા કરવી નહિ, ભાઇ ! હું જરૂર આવીશ. બ્હેને મને પણ બોલાવી છે. હવે મારાથી અહીં એક પળ પણ રોકાવાય નહિ."

રમેશે મનમાં ને મનમાં ઇન્દુની પ્રશંસા કરી.

સાંજે જ ઇન્દુને લઇને રમેશ કલકત્તા જવાને રવાના થયો.

*

કલકત્તા આવી પહોંચતાં જ રમેશ અને ઇન્દુને ખાતરી થઇ ગઇ કે ખરેખર સુરમાનું સત્યાનાશ સમીપમાંજ આવી રહ્યું છે.

પંકજ હવે પહેલાંનો પંકજ રહ્યો ન હતો. ગામડાના મોટા માણસોના છોકરાંઓની શહેરમાં રહેવા આવ્યા પછી જે દુર્દશા થાય છે, એજ દુર્દશા પંકજની પણ થવા પામી હતી. એ રાતદિવસ મિત્રોની મંડળીમાં આમોદ-પ્રમોદ અને રમતગમતમાં જ લીન રહ્યા કરતો હતો. ઘર આગળ કોઇ દિવસ ખાઇ લેતો અને કોઇ દિવસ ખાતો પણ ન હતો. રાત્રે તો એ ક્યાં રહે છે એની જ કોઇને કંઈ ખબર પડતી નહિ. ઘેરથી દરમહિને કલકત્તાના ખર્ચ માટે જેટલા રૂપિયા આવતા હતા તે બધા જ ખર્ચાઇ જતા હતા. એટલા રૂપિયાથી પણ

પંકજનું ખર્ચ નભતું નહોતું, એટલે સુરમાના દરદાગીના એક પછી એક, એક મારવાડીની દુકાને પગ કરી રહ્યા હતા. વાત આટલી હદે જ જઈને અટકી ન હતી, પરંતુ વચ્ચે વચ્ચે તો એક બે હેન્ડનોટ લખી આપીને પણ એણે રૂપિયા લીધા હતા.

જે દેવીની બિમારીના બહાને પંકજ કલકત્તા આવ્યો હતો, એ દેવી તો આજકાલ ખરૂં પૂછો તો અત્યંત બિમાર જ રહેતો હતો. એની સેવા—ચાકરી કે દવા—દારુનો કોઈ પણ પ્રકારનો બંદોબસ્ત જ કરવામાં આવ્યો ન હતો. એની જાણે કોઈ દરકાર જ કરતું ન હતું. એને તાવ ઊતરતો જ ન હતો, અને પેટમાં પણ ભારે ગરબડ રહ્યા જ કરતી હતી. કામકાજ કરતાં નવરાશ મળતી ત્યારે જ દાસી એને ડૉકટર પાસે લઈ જતી અને ત્યારે જ એને દવા મળતી; નહિ તો કંઇ નહિ. લાંબા દિવસની બિમારીને કારણે ગુલાબની કુમળી કળી જેવો સુંદર છોકરો સાવ સુકાઈ ગયો હતો. દેવીને જોતાં જ ઇન્દુના દુઃખનો પાર ન રહ્યો. એ પકંજ પર ખૂબ જ ખિજાઈ ગઈ.

“ મારા પાપનું આ પ્રાયશ્ચિત્ત છે, ઇન્દુ ! જો બને તો ઇન્દુ, હવે તું દેવીનું રક્ષણ કર. મારા અપરાધો અનેક છે. કૃપા કરીને મને એની ક્ષમા આપ, ઇન્દુ ! ” સુરમા આંખેથી અવિરત અશ્રુધારા વહાવતી કરુણ સ્વરે બોલી.

“ પણ પંકજ કયાં છે ? ” રમેશે ક્રોધાતુર અવાજે પૂછયું.

“ મને શી ખબર કે એ કયાં છે ? ”

“ તને ખબર ન હોય તો વળી બીજા કોને ખબર હોય ! તારે એટ તો ધ્યાન રાખવું જોઇએ ને ! ”

“ એમની પાછળ પાછળ મારાથી શી રીતે ભટકાય ? ”

“વારુ, એ ઘેર કયારે આવે છે ? ”

" એ તો કાંઇ ઠેકાણું જ નથી. કોઇ દિવસ જમવા વખતે ઘેર આવી જાય છે તો કોઇ દિવસ જમવા વખતે પણ આવતા નથી. "

રમેશ સમજી ગયો કે પંકજ મોટા શહેરની માયામાં ફસાઇને ભોગવિલાસમાં પડી પોતાનો સર્વનાશ નોતરી રહ્યો છે. પંકજના ભયંકર ભાવીનો વિચાર કરતાં રમેશને ખૂબ જ દુઃખ થયું.

*

**ભા**ગ્યવશાત્ એ દિવસે બપોરે જ પંકજ ઘેર આવી ગયો. ઈન્દુ એને પડદા પાછળથી જોઇને જ કંપી ગઈ. પંકજની એ અસલ મૂર્તિ જ હવે રહી ન હતી. અત્યાચાર અને અનિયમિતતાના કારણે એની શકલ અને સ્વરૂપ જ સર્વથા બદલાઈ ગયાં હતાં. સ્વામીની એ દુર્દશા જોઈને ઇન્દુની આંખોમાં જળજળિયાં આવી ગયાં.

નાહી-ધોઈ અને જમી પરવારી રહ્યા પછી ઇન્દુએ પંકજની પાસે જઇને પ્રણામ કર્યા. જેમ કોઈ અક્ષમ્ય અપરાધનો ગુનેગાર આરોપી અમલદારની સમક્ષ જઇ પહોંચતાં જ કંપી ઊઠે છે, બરોબર એવી જ દશા પંકજની પણ થઈ.

" તમે બધાં ક્યારે આવ્યાં ? " લજ્જિત ભાવે નીચી નજર રાખીને પંકજે ઇન્દુને પૂછ્યું.

" આજે સવારે ! તમારો દેખાવ આવો કેમ થઇ ગયો છે ? "

" માણસનો દેખાવ શું હંમેશાને માટે એકસરખો કદીયે રહ્યા કરતો હશે ! તારો દેખાવ પણ હવે પહેલાંના જેવો ક્યાં રહ્યો છે ! "

" મારો દેખાવ ફરી ગયો છે એ તો બિમારીને કારણે, પણ તમારો...... "

"મારું શરીર પણ કંઈ સારું રહેતું નથી. તું તો હવાફેર કરવા બહારગામ જવાની હતી ને? કેમ, ગઈ નથી?"

"જવા માટે તો હું અહીં આવી છું."

"હું તો ધારતો હતો કે તું ક્યારનીયે ગઈ હશે!"

"તમે તો એમ ધારી શકો છો, પરંતુ હું તમારી આજ્ઞા વિના કંઈ થોડી જ જઈ શકું?"

"દીવાનને પત્ર લખીને એવી આજ્ઞા તો મેં ઘણાય દિવસથી આપી હતી ને?"

"પત્ર દ્વારા તો તમે આજ્ઞા જ દીધી હતી, પરંતુ હું કોણ છું એનો તમને કંઈ વિચાર સરખોય આવ્યો છે? ગમે તેમ તોય હું સ્ત્રી જાતિ છું. એકલાં તો મારાથી ક્યાંય જઈ શકાય નહિ ને?"

"શા માટે ન જઈ શકાય? મેં તો દીવાનને તારી સાથે તારી પસંદગીના એક-બે માણસો મોકલવાનું પણ લખ્યું હતું."

"તમારા એમ લખવા છતાં હું જેવાતેવા માણસની સાથે બહારગામ જઈ શકું નહિ. હું એક સ્ત્રી છું; મોટા જમીનદારની પત્ની છું." ઇન્દુ આ છેલ્લા શબ્દો તો તીક્ષ્ણ સ્વરે બોલી.

પંકજ ચૂપ રહી ગયો.

ઇન્દુ એકાએક એ ઓરડામાંથી બહાર નીકળી ગઈ અને ક્ષણ-વારમાં જ દેવીને તેડી આવી.

"મને તો તમે હવાફેર કરવા જવાની આજ્ઞા આપી, પણ આ બાળક માટે તમે કંઈ વ્યવસ્થા કરી છે? જોતા નથી કે આપણો દેવી કેવો થઈ ગયો છે!" ઇન્દુએ પાછું કડક અવાજે કહ્યું.

પંકજે એક વાર દેવીની સામે જોઈને નીચી નજર કરી લીધી. એના ચહેરા પર શરમના શેરડા છવાઈ ગયા.

મેલેરિયાની બીકથી બચવા માટે છોકરાને લઇને તમે કલકત્તા ચાલ્યા આવ્યા, પણ હવે હું જોઉં છું કે દેશના કરતાં તો અહીં મેલેરિયાનો પ્રકોપ વધારે પ્રચંડ છે.”

“કલકત્તામાં તો મેલેરિયાની મુદ્દલ ફરિયાદ નથી. દેશમાં રહેવાથી એના શરીરમાં મેલેરિયાનું ઝેર દાખલ થઇ ગયું હતું.”

“પરંતુ ભારે આશ્ચર્યની વાત છે કે અહીંના મોટા મોટા ડૉકટરો અને ચતુર ચિકિત્સકો પણ મેલેરિયાના ઝેરનો નાશ કરી શકતા નથી.” ઇન્દુ સહેજ હસીને બોલી.

“મેલેરિયાના ઝેરનો નાશ કરવો એ તું જાણે છે એટલું સરળ કામ નથી; એ કંઇ હસવા ખેલવાની વાત નથી. બેલાશક, ડૉકટરોએ તો એને બહારગામ લઇ જવાની સલાહ આપી હતી.”

“તો પછી હજી કેમ નથી ગયા? હવે અમે તો બહારગામ જઇએ છીએ; એને પણ અમારી સાથે જ લઇ જઇશું.”

પંકજે આ વાતનો કોઈ ઉત્તર જ આપ્યો નહિ.

ઇન્દુ પણ એના ઉત્તરની રાહ જોયા કર્યા વગર જ દેવીને લઇને એ ઓરડામાંથી બહાર નીકળી ગઈ.

“મુંગેર જવાની ગાડી કયારે ઉપડે છે?” બહાર આવીને ઇન્દુએ રમેશને પોતાની પાસે બોલાવીને પૂછયું.

“સાડાબાર વાગે એક ગાડી ઉપડે છે, અને બીજી......”

“ના ના, બીજી ગાડીનું કંઈ કામ નથી. આપણે તો સાડાબાર વાગ્યે ઉપડતી ગાડીમાં જ અહીંથી રવાના થઇ જવું છે.”

એણે ઉતાવળા ઉતાવળા જઇને સુરમાને તૈયાર થવા તાકીદ આપી. એકાએક આ બધી ગડબડ થતી જોઇને સુરમાના આશ્ચર્યનો પાર ન રહ્યો.

"જો તમે છોકરાના જીવની ખેવના રાખતા હો તો હવે જરા પણ વાર ન લગાડતાં, મોટી બહેન !" ઇન્દુએ સુરમાને આશ્ચર્યચકિત ઊભી રહી ગયેલી જોઇને ફરીથી જલદી તૈયાર થવાની ચેતવણી આપી.

જોતજોતામાં સ્ટેશને જવાનો વખત થઈ ગયો.

"ગાડી આવી ગઇ છે, ચાલો." રવાના થતી વખતે ઇન્દુએ પંકજની પાસે જઇને કહ્યું.

"પણ મારે ક્યાં જવાનું છે?" આશ્ચર્યમાં પડી પંકજે પૂછ્યું.

"અમારી સાથે." ઇન્દુએ હાજરજવાબ આપ્યો: "તમારી સાથે નહિ તો શું હું કજીયા-ટંટાખોર નોકર-ચાકર સાથે જાઉં?"

"એમ કેમ બોલે છે? રમેશ તો તમારી સાથે આવે છે ને?"

"એ કંઇ પોતાના ઉપર આટલી ભારે જવાબદારી લેવા માગતા નથી. એમના ઉપરાંત બબ્બે સ્ત્રીઓને સાથે લઇ....."

"બે સ્ત્રીઓ તે વળી કઇ કઇ?"

"એક હું અને બીજાં મારાં મોટાં બહેન સુરમા."

"શું એ પણ તારી સાથે જ આવે છે?"

"એમના આવ્યા વિના દેવી વળી કોની સાથે જશે?"

ઇન્દુના ઉપરાઉપરી અનિંદ્ય ઉત્તરો સાંભળીને પંકજ અવાક્ બની ગયો અને માથું ખંજવાળવા લાગ્યો.

"ચાલો ઊઠો, વિચાર કરવાનો વખત રહ્યો નથી; ગાડીનો ટાઇમ થઇ ગયો છે. નહિતર સ્ટેશનથી વળી પાછા ફરવું પડશે." ઇન્દુએ પંકજનો હાથ પકડી ઊભો કરતાં કહ્યું.

ઇચ્છા ન હોવા છતાંય પંકજ લાકડાના પૂતળાની માફક ઇન્દુની સાથે જઇને ગાડીમાં બેસી ગયો.



૧૭

મુંગેર પહોંચતાં જ સુરમા સઘળું કામકાજ છોડી દઈને ઇન્દુના આરોગ્ય માટે અંતઃકરણપૂર્વક પ્રયત્નો કરવામાં પડી. એના મનમાં અવારનવાર એ જ વિચારો આવવા લાગ્યા કે:

"અહા! ઇન્દુ જેવું મારું સદૈવ હિત ચાહનાર આ જગતમાં બીજું કોણ છે? એ ખરેખર મારા માટે જ મરી રહી છે. મારા સુખને માટે—મારા પુત્રના કલ્યાણને માટે જ ઇન્દુની આજે આવી અવદશા થઇ રહી છે; છેવટે સતીની જેમ એણે સ્વામીને અવળા માર્ગે જતો અટકાવીને રક્ષણ કર્યું છે. ઇન્દુની આ સંસારમાં કોઈ તુલના કરી શકે તેમ નથી!"

મુંગેર પહોંચ્યા પછી ઈન્દુ થોડાક દિવસ તો સ્વસ્થ રહી. એને તાવ ચડતો અટકી ગયો હતો. ખાંસી પણ કમી થઇ ગઇ, કફ સાથે લોહી પડતું બંધ થઇ ગયું, એના ચહેરા ઉપર ધીરેધીરે રોનક આવવા લાગી. આ જોઇને ઈન્દુના આરોગ્ય અને દીર્ઘ જીવન માટે સુરમા અને પંકજને આશા બંધાઈ.

પરંતુ એક દિવસ એકાએક શરદી લાગી જવાને લીધે ઇન્દુને પાછો તાવ ચડી આવ્યો. સાથોસાથ ખાંસીનું જોર પણ વધ્યું અને કફની સાથે લોહી પણ પડવા લાગ્યું. પંકજે શહેરમાંથી સારા ડૉકટરને બોલાવી લાવી દવા શરૂ કરી, પરંતુ દવાથી કે સેવા—ચાકરીથી કોઇ ફાયદો થયો નહિ. પહેલાં તો તાવ ચડઊતર આવતો હતો. પરંતુ આ વખત તો રાત અને દિવસ એ એકધારો ચડેલો જ રહેવા

લાગ્યો. જોતજોતામાં એક જ અઠવાડિયામાં ઇન્દુની શક્તિ એકદમ ક્ષીણ થઇ ગઈ. હવે તો પથારીમાં પડખું ફેરવવું પણ એને માટે મુશ્કેલ થઇ ગયું. સુરમા અને રમેશ એની પાસે રાતદિવસ ખડે પગે રહીને સેવા-ચાકરી કરવા લાગ્યાં.

પરંતુ એમનો એ બધોય શ્રમ વ્યર્થ ગયો. દિન પર દિન એનું મૃત્યુ નજીક ને નજીક આવવા લાગ્યું. અંતે એક દિવસે સંધ્યાકાળ પહેલાં થોડા જ વખતે એનું પ્રાણ-પંખેરૂ એના ક્ષણભંગુર શરીરનો ત્યાગ કરીને હંમેશને માટે ઊડી ગયું. સુરમાએ એ સ્વર્ગીય દેવની અંતિમ ઇચ્છાનુસાર દેવીપ્રસાદના હાથે જ એનો અગ્નિસંસ્કાર કરાવીને પોતાના કર્તવ્યનું પાલન કર્યું.

રમેશ અગ્નિસંસ્કાર પૂર્ણ થઈ ગયા પછી એ જ દિવસે કલકત્તા જવાને ઉપડી ગયો. સુરમાએ એને થોડા દિવસ રોકાઇ જવાનો ઘણો આગ્રહ કર્યો, પણ રમેશે એની એકેય વાતને માની નહિ.

સંપૂર્ણ

# વસાવવા યોગ્ય નવાં પુસ્તકો

### સૌરીન્દ્રમોહન

| | |
|---|---|
| લાલ માટીનો રસ્તો | ૨—૮—૦ |
| મુક્ત પંખી | ૨—૮—૦ |
| નારી | ૨—૦—૦ |
| નિરૂપમા | ૨—૦—૦ |
| ગૃહત્યાગ | ૨—૦—૦ |

### સોપાન

| | |
|---|---|
| લગ્ન સાધના | ૨—૮—૦ |
| લગ્ન એક સમસ્યા | ૨—૦—૦ |
| ત્રણ પગલાં | ૨—૮—૦ |
| ઝાંઝવાનાં જળ | ૧—૪—૦ |

### બંકીમ બાબુ

| | |
|---|---|
| શ્રી દેવી | ૩—૦—૦ |
| કૃષ્ણકાંતનું વીલ | ૨—૮—૦ |
| દુર્ગેશનન્દિની | ૩—૦—૦ |

### હાસ્યરસનાં પુસ્તકો

| | |
|---|---|
| હાસ્યછાંટણાં (મસ્તફકીર) | ૧—૮—૦ |
| સાસુજી (ધનસુખલાલ મહેતા) | ૧—૮—૦ |
| મસ્ત ફકીરનો હાસ્યવિલાસ | ૩—૦—૦ |
| રામરોટી | ૧—૮—૦ |

### આરોગ્ય

| | |
|---|---|
| જાતીય રોગો | ૧—૪—૦ |
| સ્ત્રીઓનું આરોગ્ય | ૧—૦—૦ |
| નેચર કયોર | ૨—૦—૦ |
| હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચારો | ૧—૮—૦ |

### ટાગોર

| | |
|---|---|
| કવિવર રવીન્દ્રનાથ ટાગોર : એમનું જીવન : કવન | ૨—૮—૦ |
| તૂટેલાં બંધન | ૧—૮—૦ |
| ષોડશી | ૧—૦—૦ |
| વિશાખા (ધી. ભટ્ટ) | ૨—૦—૦ |
| રસિયો જીવ (સૌજન્ય) | ૩—૮—૦ |

### ક્રાંતિકારી

| | |
|---|---|
| સમાજવાદ | ૨—૦—૦ |
| વિશ્વયુદ્ધને પગલે પગલે | ૨—૮—૦ |
| વૈજ્ઞાનિક સમાજવાદ | ૨—૦—૦ |
| એક હતો છોકરો | ૦—૬—૦ |
| રશિયન નારી | ૦-૧૦-૦ |
| અમ્મા | ૨—૦—૦ |
| સંસાર વિપ્લવ | ૧—૦—૦ |
| માનસ વિજ્ઞાનનો દૃષ્ટિકોણ | ૧—૪—૦ |
| નિઃશ્વાસ | ૧—૦—૦ |
| ટ્રોટસ્કી | ૦—૬—૦ |
| મહારાજ્યોની યુદ્ધશક્તિ | ૨—૦—૦ |
| પુરુષાર્થની પ્રતિમાઓ | ૧-૧૨-૦ |
| સોવિયેટ ભૂમિમાં | ૦-૧૨-૦ |
| જનતાનું યુદ્ધ | ૦—૬—૦ |
| યુદ્ધ પુસ્તિકા ૧ થી ૧૧ | ૧—૮—૦ |

### બીજાં નવાં પુસ્તકો

| | |
|---|---|
| દેશવટો | ૩—૦—૦ |
| ક્રાન્તિની ઝાલરી | ૩—૦—૦ |
| નયના | ૩—૦—૦ |
| વિજેતા | ૧—૮—૦ |
| બિન્દુ | ૧—૮—૦ |
| મહોબતને માંડવે | ૧—૦—૦ |
| સ્વરાજ્યની શરૂઆત (નવલકથા) | ૨—૮—૦ |
| દીલના ડંખ | ૨—૮—૦ |
| શોધને અંતે | ૨—૮—૦ |
| હિન્દીની શ્રેષ્ઠ વાર્તાઓ | ૨—૮—૦ |
| ગોદ | ૧—૮—૦ |
| વિશ્વ સાહિત્યની વાર્તાઓ | ૩—૦—૦ |